મુદ્રક અને પ્રકાશક
અમૃતલાલ દલપતભાઈ શેઠ

આવૃત્તિ પહેલી
પ્રત ૫૦૦૦
ઑગસ્ટ ૧૯૨૮

મુલ્ય : એક રૂપીઓ
પાકું પુંઠું : સવા રૂપીઓ
સળંગ કપડું : દોઢ રૂપીઓ

મુદ્રણસ્થાન
સૌરાષ્ટ્ર મુદ્રણાલય : રાણપુર

# સાંકળિયું



## સુધારો.

પૃષ્ઠ ૧૬૨ : ઈ. સ. ૧૯૬૭ ને બદલે ૧૮૬૭

# નિવેદન

પહેલા ભાગમાં અપાએલા વચન અનુસાર આશરે ૮૦ પાનાંનો એક લાંબો, વિગતભર્યો. અને તુલનાત્મક દૃષ્ટિ આપવા યત્ન કરતો પ્રવેશક લખાઇને આ ભાગમાં જ દાખલ કરવા માટે તૈયાર પડેલો છે. પરંતુ આ પુસ્તકનાં ત્રણ જ વૃત્તાંતોનું દળ, એની બહુવિધ ઘટનાઓને લીધે અણધાર્યું વધી પડવાથી નિરૂપાયે પ્રવેશક રાખી લેવો પડયો છે.

તેમ છતાં હજુ બાકી રહેલા બહારવટીયા રવાજી–કલાજી, ગીગો મહીયો, રામવાળો, મોવર સંધવાણી, કાદુ મકરાણી વગેરેનાં વૃત્તાંતો સંઘરી લેવાની મારી ફરજ ઉભી જ રહે છે. સારાં અને નરસાં, છતાં તે ઇતિહાસનાં અંગો છે. એની કાળી અને ધોળી બને તેટલી ઘટનાઓ બની શકે તેટલા વિશ્વસનીય સ્વરૂપે સંઘરાઇ જવી જ જોઇએ, ને તેની સાથોસાથ, આ વૃત્તાંતોના પુંજ ઉપર મેં યથામતિ લીધેલું એક સંક્ષિત અવલોકન પણ સંધાડી દેવું જ જોઇએ. એ નેમ હોવાને લીધે ઉક્ત પ્રવેશક ટુંક જ સમયમાં બાકીનાં વૃત્તાંતોની સાથે ત્રીજા ભાગ રૂપે પ્રગટ થશે.

મને સાંપડેલાં આ વૃત્તાંતો ઐતિહાસિક છે, અર્ધ-ઐતિહાસિક છે, કે અનૈતિહાસિક છે, તે નિર્ણય પર પહોંચવા માટે કોઇ સરકારી દરબારી અથવા પ્રજાકીય દફતરો નથી. તેમજ એ બધાં કેવળ ચારણ ભાટનાં જ કહેલાં નથી. બહારવટીયાનાં સગાં સંબંધીઓ, પોલીસ અધિકારીઓ, ગ્રામ્ય પ્રજાજનો, ખુદ બહારવટામાં શામિલ થયેલાઓ. નજરો નજરના સાક્ષીઓ, વગેરે બન્યા તેટલા જૂજવા જૂજવા જાણકારોમાં ફરીને આ દોહન કર્યું છે. તેથી ઇતિહાસના અંધકારમાં. અમુક અંશે પણ હું આ સામગ્રીને માર્ગદર્શક માનું છું. અને તેનો આધાર લઇને હું બહારવટીયાનાં કૃત્યોની સાંગોપાંગ છણાવટ કરવા માગું છું. એ છણાવટના મુદ્દા આ પ્રકારના રહેશે.

૧. ઈતર દેશોના તેમજ પ્રાંતોના બહારવટીયા : તેની પ્રત્યે દેશવાસીઓનાં દિલસોજ વલણ : એ દિલ-સોજીનાં કારણો : બહારવટીયાનાં જીવન-વૃત્તાંતોનું યુરોપી સાહિત્યમાં ગુંથણ.

૨. આપણે ત્યાં બહારવટીયાનાં ઐતિહાસિક પુસ્તકો : કીનકેઇડ અને બેલનાં લખાણો પર સમાલોચના : અંગ્રેજ ઇતિહાસકારોની ઉપરછલીયા પ્રકૃતિ : રા. સા. ભગવાનલાલ સંપતરામનો વાઘેરોના બળવાનો સંગીન ઇતિહાસ.

૩ સોરઠી બહારવટીયાઓના વિભાગો : બહાર-વટે નીકળવાનાં કારણો. સત્તાના જુલ્મો : નિરાશા : પોતે માનેલા અન્યાય સામે મરણીયો પડકાર :

૪ તેઓનાં સંકટો : એકલા હાથે અન્યાય સામે ઝૂઝવામાં કેટકેટલાં વર્ષોનું અડગ ધૈર્ય : બાળબચ્ચાંથી

અને ઘરબારથી વંચિત બનીને નોતરેલા ભૂખમરા ને દગલબાજીયુક્ત કરૂણ મૃત્યુઓ.

૫ તેઓનાં ઠામ ઠેકાણાં : લશ્કરો · હથીઆરો · સાલ સંવત · સત્તાનાં સૈન્યો મોટી સંખ્યામાં તેમજ વિપુલ સામગ્રીવાળાં હોવા છતાં ધરપકડમાં વિલંબ થવાનાં કારણો · બહારવટીયાને આશરો આપનાર સ્થાનો સૈન્યોની કુનીતિ પ્રજાપીડક તપાસનીતિ બહારવટીયાને જતો કરવામાં સિપાઈઓની બદદાનત.

૬ બહારવટીયાના વ્હેમો ઇષ્ટ દેવતાઓની ઉપાસના · ગેબી મદદગારો પર વિશ્વાસ અમુક જાતનાં તાવીજો અને અમરત્વ અપનારી વસ્તુઓ · દેવોપાસનાનાં સારાં માઠાં તત્ત્વો

૭ નારી–સન્માન ચારિત્ર્યની નિર્મળતા · વીરધર્મ · શત્રુ પ્રત્યેનો ધર્મ નેકી એકવચનીપણું · Code of honour. પરંતુ તે બધાંની વિચિત્ર ગતિ.

૮ શારીરિક તપશ્ચર્યા.

૯ મોજીલી પ્રકૃતિ · પરોપકાર વૃત્તિ : ધનસંચયની વાંછનાનો અભાવ.

૧૦ લૂંટફાટનાં કારણો · શાહૂકારો પ્રતિ દાઝ ; ચોપડા શા માટે બાળે ? પ્રજા જાલીમ રાજા સાથે શા માટે સહકાર કરે એ એની રીસ : મૂડીદારોની ચૂસણ નીતિનો કિનો .

૧૧ એડતો પ્રતિ રોષ · સાંતી શા માટે છોડાવે ? જમીન પર કોનો હક્ક ? અન્યાયથી ઝૂંટાવી લીધેલી

પોતાની ધરતીમાંથી એક કણ પણ શત્રુ-રાજસત્તાના કોઠારમાં જવા ન દેવાનો નિરધાર.

૧૨ અંગ્રેજો પ્રત્યેની દાઝ: ગોરાઓની કતલ: તેનાં ઉંડાં કારણો: તેનાં યશગીતો અંગ્રેજ રાજસત્તા સામે નિર્ભય બની હથીયાર ધરવાનો ચોરસ: પ્રજાને નિશસ્ત્ર બનાવી દઇ, નિર્વીર્યતામાં ઉતારવા માટે કંપનીના કારોબારનું આગમન હોવાનો તેઓનો સંદેહ·

૧૩ લોકોનો સહકાર: પ્રજાની દિલસોઝી: કેટલી હદે સાંપડી શકી? પૂરેપૂરી કેમ ન પ્રાપ્ત થઇ? થઇ હોત તો તેઓને ન્યાય જલ્દી મળી શકત કે નહિ? બહારવટીયો લોકસત્તાને કેમ ન અપનાવી શકયો?

૧૪ ઘાતકી આચરણો· કેટલે અંશે બચાવ કરવા યોગ્ય· કેટલે અંશે ધિક્કારપાત્ર· યુગનાં તત્વોનો રંગ કેટલો, ને કેટલી આત્મગત ક્રૂરતા· યુદ્ધ-નીતિની આવશ્યકતાને લીધે કેટલું આસૂરીપણું અને અંતઃકરણમાં ઉતરેલી અધમતા કેટલી.

૧૫ યુગ-સંસ્કારોનો અભાવ: ન રાષ્ટ્રભાવ, ન ધર્મભાવ, ન માલીકી-હક્કની પવિત્રતાનો ખયાલ· ન કોઇ ન્યાય તોળનાર મધ્યસ્થ સત્તા વા સંસ્થાનું અસ્તિત્વ: ન કોઇ વિશ્વાસપાત્ર વગદાર પક્ષ સમાધાની કરાવનાર: અહિંસાવાદનો યુગ વર્ત્યો નહોતોઃ ન શિક્ષણ: ન વીરત્વના અન્ય આદર્શોની હાજરી: બહુમાં બહુ તો રામાયણ મહાભારતનું જ શ્રવણ અને તેમાંથી નીપજતું યુદ્ધ-સંસ્કારનું સીંચન: બાકી તો પોતાના જ પૂર્વજોની વિચિત્ર કુલિનતાનું રક્ષણ: બલવંત મનુષ્યોઃ શરીરે ને આત્માએ કરી બલવંતઃ આત્મૌદાર્યના ચમકારઃ શિયળના

વ્રતધારી : શૌર્યની સામે વંદના દેનારા : ભોળા : મરણોન્મુખ : અડગ ને અણનમ : મહોપ્રાણ : પરંતુ મધ્ય યુગની પરિમિતતાનાં પાંજરમાં પૂરાયેલાઃ જ્ઞાનની જ્યોત પહોંચેલી નહિઃ અણુઘડ્યું રહી ગયેલું વીરત્વઃ પાસા પાડીને તેજસ્વી બનાવનારૂં કોઈ પડખે ન મળેઃ

૧૭ તેઓનાં પ્રશસ્તિ–ગીતો : રણકાવ્યો : નાના દોહાથી લઈ મોટાં epic નાં અનુકારી ગવ્યો. એ કાવ્યના રચનારા કોણુ કોણુ ! લૂંટારાનાં ઇનામો લેવાની અધમ લોલુપતામાંથી જ અવતરેલાં ? કે વીરપૂજા અને શૌર્યપ્રેરણાની ભાવનામાંથી પણ જન્મેલાં ?

૧૮ બહારવટીયાને શુરવીર કહેવા કે નહિ ? જગતે વીરત્વનાં બિરુદ વડે કોને કોને નવાજેલા છે ? વિશ્વની સવારીખના મહાવીરોથી લઇ નાના મોટા યુદ્ધવીરો, ત્યાગવીરો, દાનવીરો, કલાવીરો, સુધારક વીરો, સ્ત્રીસન્માનના વીરો નક્કી કરવામાં દુનિયાએ કઈ તુલા ને કયાં તોલાં વાપરેલાં છે ? એ તુલા પર બહારવટીયો જોખાય તો તેનું કેટલું વજન ઉતરે છે ? આદર્શ વીરનરો ઈતિહાસના આરંભથી માંડીને આજ સુધી કેટલા ? ઘણાખરા heroes in making : વત્તે ઓછે અંશે.

૧૯. આજનાં તોલાં ત્રાજવાં : મૂડીવાદના હત્યાકાંડો : યુદ્ધ, વેપાર, જાહેર જીવન, કલા સાહિત્ય, પત્રકારિત્વ, સમાજ સુધારણા, પાંડિત્ય, વિદ્વતા, વગેરેમાં *દલાલ–પદે ગને નેતા–પદે રાજ કરતા કંસ*, દુરાચાર, સંહાર–નીતિ, પ્રજાનો હ્રાસઃ તેની સરખામણીમાં બહારવટીયો કેટલો પાપી ઠરવો ઘટે ?

૨૦ રાજસત્તાઓની મદાંધતા ને સ્વાર્થાંધતા: રાજ્યવિસ્તારની લોલૂપતા તેમજ આવશ્યકતા: વીરનરો પ્રતિના અનાદર: ઈન્સાફની અદાલતોમાં ન્યાયનાં નાટકો: અંગ્રેજ સરકારની લશ્કરી સહાય પર અવલંબન: અંગ્રેજ સત્તાએ એ અવલંબન આપવામાં ધારણ કરેલી મનાતી પક્ષકાર નીતિ: નાનાઓને પોતાની રાવબૂમ સાંભળનાર કોઇ નહિ હોવાના નિરાશાજનક ખયાલો: એજન્સીની મોટી જવાબદારી.

૨૧ બહારવટું તો સદાકાળ ચાલ્યું છે. રાજસત્તાના અન્યાયો હશે ત્યાં સુધી ચાલશે: દરેક યુગનું બહારવટું જૂદી ભાતનું, પણ સિદ્ધાંત તો એક: રાજસત્તા. ધર્મસત્તા, હર કોઇ સત્તાના અધર્મ સામે મરણીયો હુંકાર: મધ્યયુગી બહારવટીયાનાં મક્કમતા, મરણીયાપણું, ત્યાગ, સહન શક્તિ, પ્રભુશ્રદ્ધા, આત્મશ્રદ્ધા, ઔદાર્ય ને વીરનીતિ, નવા યુગને આરે અવતારવા લાયક: એનું મૃત્યુંજયત્વ આદરને યોગ્ય: એનાં ઘાતકીપણાં, નિર્દયતા, સંહારનીતિ, વગેરે ત્યજવા ને તિરસ્કરવા લાયક:

૨૨ સોરઠની લડાયક જાતિઓનું ભાવી: એની ખાસીઅતો: નેકી, નીતિ, ભોળપ, વગેરે કુલપરંપરા. એના ભાવીનો આંટી ઉકેલ: એની અત્યારની ગુન્હાહિત દશા: એને માટે કોણ જવાબદાર: એનાં નાશ થકી સમાજને લાભ હાનિ: એનું અસ્તિત્વ ઇષ્ટ કે અનિષ્ટ? ઇષ્ટ હોય તો તે કેવે સ્વરૂપે?

બધાને રૂચે તેવો દાવો કોઇનો ન હોઇ શકે. ઉપરાંત આ આખો વિષય જ નવીન હોવાથી તેમજ બીજી બાજુ વતમાન યુગે આપણી વિવેકબુદ્ધિ ઉપર ઘણા ઘણા પ્રશ્નોના એક જ વખતે એકસામટા હુમલા કરેલ હોવાથી સીધી અને તટસ્થ દૃષ્ટિએ આ વિષયને તપાસવાનું મુશ્કિલ પણ થઇ પડે છે. નૈતિક અને સામાજીક ધોરણોની કસોટીએ 'બહારવટીયા' ઉપર ચાહે તે વિચારો ફેંકી શકાય છે. પરંતુ તે છતાં મેં વીણેલી સામગ્રીનું સામગ્રી તરીકેનું સ્થાન તો ઉભું જ રહે છે. ઇતિહાસકારને માટે એમાં સ્થિર બળતી વિદ્યુત–જ્યોત જણાય કે ન જણાય. પણ ઝાંખી વાટે બળતી દીવીનો અર્થ તો અવશ્ય એ સારી શકશે. વ્યક્તિઓ તરીકે બહારવટીયાના ગુણદોષનો નિર્ણય આ યુગમાં બહુ આવશ્યક પણ નથી રહ્યો. છતાં ભૂતકાળના સમષ્ટિ–જીવનના થરો ઉખેળવામાં એ વ્યક્તિ–જીવનના બધા પોપડા મદદગાર થશે.

ને સાહિત્યની શી શી સેવાઓ આ વૃત્તાતો વડે સંભવિત છે? યુરોપી સાહિત્ય એનો ઉત્તર આપશે. વીરશ્રીનો આરાધક સર વૉલ્ટર સ્કૉટ એ વાત બોલશે. યુરોપ અમેરિકાના રોમાચક અને શૌર્યપ્રેરક ચિત્રપટો, એ 'ગોશો' અને 'બેનહૂર' બોલશે. ગોવર્ધનરામભાઇનું 'સરસ્વતીચંદ્ર' બોલી રહ્યુ છે. આપણુ આધુનિક નવલ–સાહિત્ય અને નાટ્ય–સાહિત્યમાં પણ 'બહારવટાં'નું તત્વ ગુંથાતુ થયુ છે. તેવે સમયે બહારવટીયાને નામે રચાતી કૃતિઓ અસંભવિત અથવા અસંગત કલ્પનાઓએ કરીને વિકૃત અથવા ભ્રામક ન બને; એ

નેકી અને નોક ટેકનાં જૂનાં દષ્ટાંતોમાંથી પ્રેરણા મેળવીને નવાં સર્જનો વધુ સ્વાભાવિક તેમજ ઓછાં નાટકીય બને; એ ઉદ્દેશની સફલતા માટે પણ જૂનાં વૃત્તાંતો સંઘરવાનો ઉપયોગ છે.

આ સંગ્રહની અંદર સહાય આપવા માટે રા. રા. રાણાભાઇ આલા મલેકનો, બેટવાળા રા. રા. રતનશી લધુભાઇનો, ચીરાડાવાળા રા. રા. દેવીસીંગજીભાઇ સરવૈયાનો, રા. રા. ધીરસિંહજી વેરાભાઇનો તથા મિત્ર હાથીભાઇ વાંકનો આભાર માનું છું. "ઓખામંડળના શૂરવીર વાઘેરો" નામના પુસ્તકના સંપાદકોનો પણ ઋણી છું. આંસોદરના ગઢવી દાદાભાઇને પણ કેમ ભૂલાય?

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
રાણપુર : ૪–૮–૨૮

સંપાદક



# જોગીદાસ ખુમાણ



**ક**વિશ્રી ન્હાનાલાલે 'સોરઠી તવારીખના થરો' ઉખેળતા જોગીદાસને અત્યંત માનભેર સંભાર્યો છે એને પોતે 'જોગી બહારવટીઓ' કહી બિરદાવેલ છે પોતે સોરઠનું 'રાખરોચ' લખે તો જોગીદાસને વિષે જ લખે, એ એમની ભાવના છે

**ભા**વનગર રાજને એણે દુશ્મનાવટથી પણ શોભા ચડાવી. વજેસંગ–જોગીદાસની શત્રુ–જોડલી તો અપૂર્વ બની ગઈ છે, બન્નેએ પરસ્પર વીરધર્મના પાલનમાં જાણે કે સ્પર્ધા ચલાવી હતી

છતાં જોગીદાસને ભાવનગરના ઇતિહાસમા સ્થાન નથી 'The Bhavnagar Statistics' નામનુ એકનુ એક રાજમાન્ય તેમજ સરકારમાન્ય ઇતિહાસ-પુસ્તક વજા-જોગાની અન્યોન્ય નેકીનો શબ્દ સરખો યે નોધતુ નથી અને કૅપ્ટન બેલનો ઇતિહાસ તો ફકત પુસ્તકમાથી જ ઉતારો કરે છે। વાર્તાને છેડે બેલનુ કથન 'મે ટાકયુ છે

જોગીદાસે ભાવનગર રાજ્ય સિવાયના ગામ ભાગ્યા કયારે સાભળવામા નથી લૂટ કરવામા સીમાડો ભાવનગરનો જ છે ને, એ વાતની ચોકસી રાખતો સીમાડાનો એનો પાકો માહેતગાર હતો, માટે જ અમરેલી-ભાવનગર વચ્ચેના સીમાડાની તકરાર એના ફેસલા માટે સોપાણી હતી એમ કહેવાય છે

એક ખુલાસો ૧૫ મે પાને પ્રસગ ચોથામા જોગીદાસ દાદભા કુવરને ખરખરે શિહોર ગયાનુ લખ્યુ છે પરતુ પાછળથી માલૂમ પડયુ કે એ મૃત્યુ-પ્રસગ દાદભાનો નહિ, પણ દાદભાથી નાનેરા કુવર મેરામસિહનો હોવો જોઇએ

# ૧

"આરા દાદા સામત ખુમાણે ભાંઇ બેટાઓના લીધાં માથા વઢાવી વઢાવી કુંડલાની ચોરાશી ઘેરે કરી. રાવણ જેવા ખસીઆઓનું જડાબીટ કાઢી ભીતીઆળા સરખા ઉઘાડા હાથ કર્યાં, અને શું આજ ઠાકોર આતોભાઇ પોતાની અંદુકડીયું બતાવી અમારા ચોરાશી પાદર આંચકી લેગે ? ના, ના, અમે સામત ખુમાણના નવે પોતરા, બાપ આલા ખુમાણના અમે નવે બેટડા બારવટા ખેડશું."

" આપા હાદા ! તમારા આઠ ભાઇઓની આશા તો હવે મેલી દ્યો " ખબર દેનારે કહ્યુ.

" કાં ? "

" એને તો ઠાકોર વજેસંગે પાળેલા પશુડાં બનાવી લીધાં. ઇ તો એ પૂછડીયુ પટપટાવે ! "

" એટલે ? "

" એટલે શું ? સહુ પોતપોતાના ૭ ૭ ગામ દબાવીને બેસી ગયા, ત્યાં તો ઠાકોરનો સંદેશો આવ્યો કે મારી શરત નહિ માનો તો શેત્રુંજીને કાંઠે ફરીને તોપખાનું ફેરવીશ; ખુમાણોને ફુંકી દઇશ "

"શી શરત ?"

"અકેકેક ગામ ડુંગરી (સુવાગ) અને પાંચ પાંચ ગામમાં ભાવનગર દરબારના ત્રણ ભાગ : ફક્ત ચોથ જ તમારી ખુમાણોની: એમ જો ગરાસ ખાવો હોય તો જ ખાવા દેશું. નીકર ભીંસીને ભાંગી નાખશું."

"વાહ ઠાકોર ! કરામત સારી કરી પછી ? કોણે કોણે કરાર કબુલ કર્યો ?"

"પેલો ભાઇ ભોજ ખુમાણે અને એની વાંસે બાકીના સાતે જણાએ".

"પીઠાએ, વીરાએ, સરાએ, ભૂણાએ તમામે ?"

"તમામે"

"ડાડા સામત ખુમાણના પોતરાએ ? ખોરડું વેચી નાખ્યું ? બંદુકડીથી બીના ?"

"મરવું દોયલું છે આપા ! ભાવનગરને પોગાય એમ નથી. સૂરજ સામી ધુડ ઉડાડવી છે ને ? તમે પણ બેસી જાવ. ઠાકોર કે'વારે છે."

"કે ?"

"કે આપા હાદાને પણ એક ડુંગરી ગામ, ને બાકીનાં પાંચમાં ચોથ."

"નીકર ?"

"નીકર તોપખાનાને મોઢે બાંધશે ભાઇયુંનું જોર તો હવે ભાંગી ગયુ. હવે કોનાં બાવડાં માથે ઝુઝશો આપા હાદા ?

"મારા ત્રણે વીરભદરનાં બાવડા માથે ! મારા ભેલા, ભાણ ને જોગીદાસનાં બાવડાં માથે. ભલે ભોજ કુવાડાનો હાથો બન્યો. ભલે ભાઇયું બેસી ગયા. ભગવાને દીકરા શીદ દીધા છે ? શોભા સાટુ નહિ, મરવા મારવા સાટુ. અમે મરશું. પણ ભાવનગરનાં અક્ષરસેંમ ઉજ્જડ કરશું. ઠાકોર દૂધ ચોખાની તાંસળીમાં રોજ

ખુમાણોનાં ભાલાં ભાળશે. ઉઠો બાપ ગેલા! ઉઠો ભાણ! ઉઠો આપા!"

ત્રણ દીકરા,ને ચોથો બુઢ્ઢો બાપઃ ઘોડે ચડી ચાલી નીકળ્યા.

"આપા! શું કરછ બાપ!" હાદા ખુમાણે કુંડલાની નદીમાં ઉભા રહી ગયેલા પુત્ર જોગીદાસને સાદ કર્યો. જોગીદાસને સહુ 'આપો' જ કહીને બોલાવતા.

"કાંઈ નહિ, બાપુ! એ તો કુંડલા ન કામીએ ત્યાં સુધી નાવલીનું પાણી અગરાજ કરતો આવું છું."

નાવલીનાં અખંડધારાં નીરઃ નીલો ઘટાદાર કિનારોઃ ઢોર ચરતી ભેંસોઃ અને કાંબી કડલાં પહેરીને ત્રાંબા-બેડે પાણી ભરતી કણબણોઃ એને માથે મીટ માંડીને બાપ બેટા ચાલી નીકળ્યા.

સંવત અઢાર પંચોતરે
ફળહળીઆ ફરંગાણ,
ધર સોરઠ જોગો ધણી
ખોબળતલ ખુમાણ.

[સંવત ૧૮૭૫માં જે વખતે ફીરંગાઓ (અંગ્રેજો) સોરઠ ધરામાં હતાં, તે વખતે જોગો ખમાણ સોરઠની ધરતીને રાખી રાખી રહેશે.]

૨

ફીફાદ ગામને પાદર ઘાટી ઝાડી છે, અને ઝાડીની અંદર ત્રણ ચાર જૂની આંબલીઓની ઘેરી ઘટામાં ધનંતરશા પીરની દરગાહ આવેલી છે. સવાર સાંજ એ સ્થળે લોબાનના ધૂપની એવી ભભક છૂટે છે, કે આપોઆપ ખુદાની યાદ જાગે, વિચારો ગેબમાં રમવા માંડે.

એક દિવસ સાંજ નમે છે. બુઢ્ઢો મુંજાવર મુરાદશા એક નળીઆની અંદર દેવતા ભરી તે ઉપર લોબાન ભભરાવી રહ્યો છે,

ગામમાંથી હિન્દુઓના ઠાકરની પણ આરતી સંભળાય છે. પીરો અને દેવતાઓને બહાર નીકળવાની વેળા છે.

એવામાં ઓચીંતો એ ઝાડીમાં એક બંદૂકનો ભડાકો થયો. ધૂમાડા નીકળ્યા. અને ફીયો ! ફીયો ! ફીગો ! એવી કારમી ફાફાઆરી પાડતો એક રૂપાળો મોરલો ઉડ્યો. ઉડતો ઉડતો, ઉડવાની તો તાકાત નહોતી તેથી અરધો પરધો હવાની ઉપર જ તરતો તરતો મોરલો નીચે ઉતર્યો. અને દરગાહ પર ધપ દેતા બુઢ્ઢા મુંઝાવર મુરાદશાના પહોળા ખોળામાં પોતાના આખા કલેવરનો ઢગલો કરીને મોરલો પડી ગયો.

ધોળી દાઢી ને માથે સેંથો પાડી ઓળેલા ધોળા લાંબા વાળ વાળો, સફેદ ધાટાં ભવાં અને સફેદ પાંપણોથી શોભતો, ગળે પીળા પારાની તસબી અને અંગે લીલી કફની વાળો એ સાંઇ મોલા ચમકી ઉઠે છે. મોરલાનાં મસ્ત શરીરમાંથી ધખધખતા લોહી વડે એની લીલી કફની લાલ ચોળ બનવા લાગે છે, ને પોતાના પ્યારા મોરલાના બદનને ગોદ સાથે ચાંપી લઇ, એની ઢળી પડેલી, આસમાની મખમલ શી મુલાયમ લાંબી ડોક પર હાથ ફેરવી પંપાળે છે, અને છેલ્લાં દમ ખેંચતા એ દેવપંખીને બેબાકળો બની પૂછે છે કે "અરે ! અરે બચ્ચા મોતીયા ! તીજે કયા હુવા ! ઓ મેરા પ્યારા ! કોન શયતાનકા બચ્ચાને તીજે ઝખમી કીયા ! મોતીયા ! મોતીયા ! મોતીયા !

ત્યાં તો ઝાડીમાં ખડખડાટ થયો. 'મેલી દે એય સાંઇ !' એવી ત્રાડ પડી. ને હાથમાં સળગતી જામગ્રીવાળી લાંબી બંદૂક હીંડોળતો એક મહોન્મત્ત સંધી પોતાની ખુની આંખો ખેંચીને શ્વાસભર્યો ધસી આવ્યો. આવીને ફરીવાર હાકલ દીધી કે "મેલી દે ઇ મોરલાને ! શિકાર તેં નથી કર્યો, મેં કર્યો છે. મેલી દે જલ્દી !"

"અરે કમબખ્ત ! તીને ઐ મોરલા પર ગોલી ચલાયા ! ધનંતરશા પીરકા અસવારી કરનેકા યે દુલદુલ પર ગોલી ચલાયા ! તીને ઇસ જગામેં શિકાર કીયા હેવાન ?"

"હવે મેન મેન હેવાનના દીકરા ! ઝટ મોરનો મેલી દે, નીકર માર ખાઇશ '

"અરે જાતીમ ! યે પીરકા મોરના !'

હવે પીરનો ગોરનો કેવો છે હું ? ઝાડીનો વગડાઉ મોરલો હતો ને આજ રોજા ખોલવના છે તે શાક કરવા સારૂ શિકાર કર્યો, એમા કયા તારા દીકરાને માર્યો છે, ગોલી દ ! "

એટલુ બોલીને સંધીએ જોરાવરીથી મોરલાને મુજાવરના ખોળાની બહાર ખેંચ્યો મોરનાની છેલ્લી તગતગતી આંખો મુજાવરના મ્હો સામે જોઇ રહી પોચે પોચે હાથે એ ઝખ્મી પક્ષીને ઝાલી રાખવા ફકીરે ઘણી મહેનત કરી પણ દૈત્ય જેવા શિકારીએ મોરલાને ગરદન પકડીને ખેંચી, મરડ્યો અાણ વિનાનુ દેહપીંજર લઇને શિકારી ચાલી નીકળ્યો

ધનતરશા ! પીર ધનતરશા ! ઓલીયા ધનતરશા !" એમ ત્રણ ભયંકર અવાજ દેતો દેતો બુઝર્ગ મુજાવર પીરની દરગાહ સામે ઘુંટણીએ પડીને બેસી ગયો ઝાડવાની ચાળણી જેવી ઘટામાથી આથમના સૂરજની પચરંગી તડકીઓ દરગાહ અને ફકીરને માથે ઢોળાવા લાગી લોબાનનો ધૂપ ગોટેગોટ ધૂમાડા ચડાવીને પીરના થાનકની ચોપાસ ઝાડવાને પાંદડે પાંદડે છવાઇ ગયો દરગાહનો ઓટો મુજાવરના અવાજથી થરથરી ઉઠ્યો પીર જાણે પોતાની કબ્રની નીચે સળવળવા લાગ્યા હોય તેમ પવનમા કફન ફરકી ઉઠ્યુ અને આંસુડે નીતરતી આંખો મીંચીને મુજાવરે ત્રાડ દીધી કે ' ઓ પીર ! આજ રમજાન મહિનાની ખુદાઇ સાંજે ટાણે, તારા દુલ્દુલ મોતીયાનુ ખાટ કરીને આ નાપાક સંધીએ છૂરી મારી કકળતી આતરડીની હડુવા પુગશે ઓ બાપ ! કે મોરલો એના પેટમા જ હોય ત્યા જ જો ખુમાણોના ભાલા એ મોરલાના ખાનારાના પેટમા પરોવાઇ ન જાય તો હુ ફકીર નહિ, તુ પીર નહિ, ને આસમાનમા ખુદા નહિ ! '

એવા શાપ ઉચ્ચારીને મુંજાવરે ઓટાના પત્થર ઉપર પોતાના બન્ને પંજા પછાડ્યા પછાડવાની સાથે જ એનાં દશે દસ આંગળાંના જીવતા નખ નીકળી પડ્યા. દરે આંગળીનાં ટેરવામાંથી લાલચોળ લોહીની ધારાઓ વછૂટીને પારની જગ્યા પર દડ! દડ! દડ! દડ! પડવા લાગી. પચાસ સંધી સિપાહીઓ, ઝાડવાંના ઝુંડમાં થંભી જઈને આ કહુવા સાંભળી રહ્યા ને એ ડમકમાટી ભરેલો દેખાવ સંધ્યાના અંધારા-અજવાળામાં નિહાળી રહ્યા.. સંધ્યા જાણે ગમગીન બની ગઈ. અંધારા ઘેરાવા લાગ્યાં તો પણ સાઈમીલા ઘુંટણભર નમ દરગાહની સામે સનસાન બનીને બેઠો જ રહ્યો. થોડીકવારે અંધારામાં જાણે ગેબની મશાલો પ્રગટ થઈ. ઘોડા પર ચડીને જાણે કોઈ દેવ-અસવારી ઝાડની ઘટામાં ચાલી ગઈ. માણસો વાતો કરતા કે કોઈ કોઈ વાર રાતે અંધારામાં આવા દીવા આંઢી જોવામાં આવે છે. ધનંતરશા પીરની જ એ સવારી નીકળે છે.

દાંત-કાઢના કાઢતા સધીઓ માહોમાંહે વાતો કરવા મંડ્યા કે "હવે એવા ફકીરડા તો બચારા કૈંક રખડે છે. એવાને તો રોવા કૂટવાની ટેવ પડી. એવાની કહુવાયું તે ક્યાંય લાગતી હશે ?"

"હા હા, એવા તમ તમારે ઝટ મોરલાને વનારી નાખો. ઝટ શાક રાંધીને રોજા છોડીએ. પેટમાં લા લાગી ગઇ છે. ને હજી તો પંથ પણ લાંબો પડ્યો છે."

એવી વાતો કરતા કરતા આખા દિવસના ભૂખ્યા તરસ્યા અંદ્દકદાર સંધીઓએ પાપની રસોઇ પકાવી સહુએ પેટ ભરી ભરીને રોજાં ખોલ્યા. ફક્ત એક જ સંધીએ મોરલાનું માંસ ન ચાખ્યું.

પાસેથી કુંડલા પરગણાંનાં ચોરાશી ગામ આંચકી લઈને ભાવનગરના મહારાજાએ ઈસ્માઈલ જમાદારને એના પાંચસો બરકંદાજ ઘોડેસવારો સાથે કુંડલાની નાવલી નદીને કાંઠે થાણું બેસાડીને રાખ્યો હતો. ખુમાણો ભાવનગરના જોર સામે બહારવટે ઝૂઝતા હતા કરડો, કદાવર અને નીમકહલાલીના પાકા રંગે રંગાઈ ગયેલો ઈસ્માઈલ જમાદાર તે દિવસે કુંડલાથી નીકળી, પચાસ ઘોડે ભાવનગર ગામે પોતાનો ચડત પગાર વસલ લેવા જાય છે. રમજાન મહિનો ચાલે છે·૨૯ સધીઓ રોજા રહે છે. તે દિવસની રાત ચીફાદ ગામમા ગાળવા તમામ ઉતરી પડે છે. તે વખતે ધનંતરશા પીરની ઝાડીમાં આ બનાવ બને છે, અને ઈસ્માઈલ પોતે પણ પોતાના તકદીરનો ફૂલાવ્યો એ પીરની ઝાડીના મોરવાની માટી ખાવા બેરી જાય છે સાઇના શાપની એને પરવા જ નથી.

આખી રાત ચીફાદ ગામમા રહી પરોઢ્યે સરગી કરી જમાદાર ઈસ્માઈલ પોતાના પચાસ ઘોડે ચાલી નીકળ્યો. મુરાદશા મુંજાવરે ખુમાણોનાં ભાલાં ભોંકાવાનો શાપ દીધો, પણ એને તો જરાય ઓસાણે નથી કે આસપાસ પચાસ પચીસ ગાઉમા બહારવટીયાનો પગરવ પણ ક્યાયે હોય ખુમાણોને માથે ઠીકાઠીકનો જાબદો કર્યાની ખુમારીમાં મૂછે વળ દેતો સધી ઘોડો હાંકયે જાય છે એમાં બરાબર ચેટી—આદપરના ઢાંસામાં દાંખલ થતાં જ મહારાજે કાર કાઢી, અને સામી બાજુએ જાણે બીજો એક નાનકડો સૂરજ ઉગતો હોય એવુ દેખાડતા, કિરણો જેવા લાગતાં રોએક ભાલા ઝળેળાટ કરી ઉઠયા એ ઝળેળાટ અને એ સજાવટ ઉપરથી જ સધીઓએ પારખી જઈને અવાજ દીધો કે "ઈસ્માઈલ જમાદાર! કાઠીઓ આવે છે."

"અરે હોય નહિ!"

"હોય નહિ શું ? ત્યો ત્યારે, એ આ કટક વરતાણુ."

"ફકર નહિ. આપણે ખભે એકાવન બંદૂકું પડીયું છે, ને ઈ બચારા આડ હથીઆરા છે હમણા વીંધી લઈએ. જામગ્રીયું ચેતાવો ઝટ!"

પલકમાં તો ચકમક અને લોઢાના ઘસારામાંથી એકાવન હાથમાં આગના તણખા ઝીણા રાનાં વગડાઉ ફુલની માફક રમવા લાગ્યા અને જામગ્રીઓ ઝગી ઉઠી "હા ફુંકી દો!" એવો હુકમ થવાની સાથે એકાવન લાળી બદુકો અલમસ્ત ભુજાઓમાં ઉપડીને પહોળી હાથ જેવી છાતીઓ ઉપર ટેકો લઇ ગઇ તીણી આંખો પોતપોતાના વડીયાની સામે નિશાન લઇ રહી, સામેથી કાઠીઓના ઘોડા વેરણ છેરણ થઇ ગયા, કોઇ પોતપોતાની ઘોડીઓના પેટાળે ઉતરી ગયા, કોઇએ ઘોડીઓની ગરદન આડા માથા સતાડયા, કોઇએ હાલો હાંકીને તલવારો એંચી લીધી, પણ જ્યાં સંધીઓ બદુકોના કાનમાં દારૂ મેલીને સળગતી જામગ્રી દાબે છે, ત્યાં તો સુરરર! થઇને કાનનો દારૂ સળગી ગયો એકાવનમાંથી એકે પણ બદુકનો ભડાકો ન થયો!

શુ કારણ બન્યુ હતુ?

પાછલી રાતે મેવરવો પડેલો હોવાથી દારૂ હવાઇ ગયેલો એટલે બદુકો કાન પી ગઇ કોઇને એ વાતની સરત નહોતી રહી કેમકે મોરવાનો ભક્ષ કરનારનો કાળ આવવો નક્કી થઇ ચૂકેલો હતો. એકાવને બદુકો હાથમાં ઠરી રહી, અને સામેથી ચોકાર કાઠીઓએ ઘોડીઓ ચાપી ભાલા ચકર! ચકર! સહુના હાથમાં ફરવા લાગ્યા, અગ્નિઝરતા કોઇ કુંડાળા સળગતા હોય એવો દેખાવ થઇ રહ્યો, ને મોહ્રા આગળ સંધીઓએ દાણો દાણો થઇ, વેરાઇ જઇ ભાગવા માડ્યુ

કાઠીઓએ જોયુ કે હમણા સંધીઓ હાથમાથી ચાલ્યા જશે ઘોડાને આબવા નહિ આપે પલકમાં તો કાઠીઓના આગેવાનને કરામત સુઝી ગઇ એણે હાકલ કરી કે "એલા જોજો હો, જો સંધીડા ઓના ભૂતના કૂવામા પેસી જાશે ને, તો આપણને મારી પાડશે હો! પછી આપણી કારી નહિ ફાવે"

ભાગતા સંધીઓ સાભળે તેવી રીતે આ યુક્તિભર્યું વેણ બોલાયુ. સાભળતાની વારે જ સંધીઓના કાન ચમકયા સાચે-સાચ જાણે ભૂતના કૂવામા દાખલ થઇ જવાથી આપણો બચાવ જશે! એવી ભ્રમણામા આંધળાભીંત બનીને એ એકાવને

જાણીએ 'ભૂતના કૂવા' નામની એક ભાડ થઇ ગયેલા મોટા કૂવાની કોરી ખાડયમાં ઘોડા કુદાવ્યા ફરીનાર બદૂકો તોળી. જામગ્રી ચાંપી પણ કાન પી ગયેલી બદૂકો ન જ વછૂટી ત્યારે ઓએ ખાડયને કાંઠે ઉભા રહીને ભાલા બરછી તેમજ તરવારોના ઘા કરી સંધીઓનો કચ્ચરઘાણ વાળી નાખ્યો

"બસ કરો બહાદુરો ! હવે બહુ થયું !" એટલું બોલતાને એ પચાસ લાશો વચ્ચેથી એક સંધી અણિશુદ્ધ શરીરે બહાર નીકળ્યો

"અરે ! આ શું કૌતક ? આખા ટોળાનું ખળું થઇ ગયું ને તું એક જીવતો ?"

"જીવતો છું એટલું જ નહિ, જોગા ખુમાણ ! પણ આ ડીલને માથે નજર તો કર ! તારો એક ઘા યે કયાંઇ ફુટયો ભાળછ ?"

બહારવટીયો થંભીને જોઇ રહ્યો

"જોગીદાસ ખુમાણ ! આ પચાસને માર્યા તેના તને તો ઝાઝા રંગ છે પણ એને મારનાર તો મુરાદશા મુંજાવરની દુવા હતી પીરનો મોરલો ખાનારના પેટમાં તારા ભાલા પરોવાવાના જ હતા ને આહીં જો ! મેં મોરલો નો'તો ખાધો, મને એક પણ જખમ નથી પુગ્યો !"

"કયાં છે મુરાદશા ?"

"આ ફીફાદની ઝાડીમાં ધનનરેશા પીરને થાનકે અભિમાન કર્યા વિના એના પગુમાં પોગી જા, જો બહારવટે જશ લેવો હોય તો !",

મુખડે જેને પરનારીસિદ્ધ મહા જોગંદરની જ્યોત પથરાઇ ગઇ છે, જેની આંખોમાંથી વેરની આગ સાથે ખાનદાનીનો રંગ ઝરે છે, જેની ભ્રૂકુટિમાં જીવનેયુ મક્કમપણાનું રામધનુષ્ય ખેંચાયલું દિસે છે, એવો સુરજભક્ત બહારવટીયો જોગીદાસ પલકમાં વિચાર કરી રહ્યો પટ ! દઇને એણે ઘોડી મરડી સહુ

વારો એની પાછળ ચાલ્યા ફીફાદની ઝાડીમાં પીરને ઓટે દસે આંગ-ળાંમાંથી નખ કાઢી નાખીને મોરલાના અફસોસમાં ગમગીન બેઠેલા બુઢ્ઢા મુંજાવર મુરાદશાના પગમાં જોગીદાસે હાથ નાખી દીધા.

સાંઇના શરીર પર એના પાળેલ ખીસ્કોલીઓ, કાબરો ને કબૂતરો રમતા હતાં, એક ડાઘો કૂતરો એના પગ ચાટતો હતો.

પોતાના બન્ને હાથ બહારવટીયાના મસ્તક પર મૂકીને મુરાદશાએ દુવા દીધી કે "જોગીદાસ! બચ્ચા! પીર ઓલીયો ધનંતરશા તારાં રખવાળાં કરશે" .

## ૩

ઠાકોર વજેસંગજી અફસોસ કરી રહ્યા છે:

"ઓહોહો! ખુમાણોએ મારું ઢીમ ઢાળી દીધું: આણંદજી દિવાનને મારી પાડ્યા! આવો નાગર ફરી નહિ મળે."

"ફિકર નહિ બાપુ. આણંદજીની કાયા તો ભાવનગરની બાજરીને કણે કણે બધાણી'તી ને? ને ટાણું આવ્યે તો લેખે ચડી જ જાવું જોવે ને?"

"શી રીતે વાત બની?"

"બાપુ, આણંદજી ભાઇ તો મહુવે એના બાપનું શ્રાદ્ધ સારવા બેઠા હતા ઘેરે મહેમાનોનું જૂથ કયાંય માતું નો'તું, એમાં વાવડ સાંભળ્યા કે બહારવટીયા ભાણગાળામાં પડયા છે. શ્રાદ્ધ અધૂરું રહ્યું ને ઉઠયા. ભાણગાળેથી બહારવટીયાને ભગાડીને આણંદજી ભાઇએ ઉડળમાં લીધા બૈરાણાના ડુંગરાની અંદર દરખાવદરના ગાળામાં ભેટંભેટા થઇ ગઇ એક આણંદજી ભાઇ ને બીજો સૈયદ બાગોઃ એક નાગર ને બીજો આરબઃ બેય જણા નીમકની રમત રમી જાણ્યા બાપુ! આણંદજી ભાઇને ઝાટકે ને સૈયદ બાગાને જમૈયે કાશીનું ખળું કરી નાખ્યું. અંતે જોગીદાસને ફઇ ચાંપે ખુમાણે આણંદજી ભાઇને બરછીએ પરોવી લીધા.

સૈયદ બાગાને ડીલે પણ પૂરા બત્રીસ ઘા પડ્યા. ખુમાણો તો એ એને જ ઢાળીને ભાગી છૂટ્યા."

"ઠીક, જેવી મા ખોડીયારની મરજી! રાજ તરફથી અણંદજી દિવાનના માથા સાટે એના કુટુંબને ત્રણ ગામ આજથી "જાવચ્ચંદર દીવાકરા" માંડી આપું છું: વીસળીયું, વડલી, ને લુવારા."

આખી કચારીના એકેએક માણસને મહારાજ વજેસંગના માથા ઉપરથી ઓળઘોળ થઇ જવાના ઉમળકા આવ્યા.

"અને સૈયદ બાગાનું શું થયું ?" મહારાજે સવાલ કર્યો.

"સૈયદ બાગો તો અટાણે પડદે પડ્યા છે બાપુ! સૈયદ બાગાના જખ્મોને જ્યારે અમે હીરના ટેભા લઇ સીવવા માંડ્યા, ત્યારે એણે હીરના ટેભાની ના પાડી. એણે તો બાપુ, હઠ જ લીધી કે મને ચામડાની વાધરીના મજબૂત ટેભા લીયો. આખું અંગ વેતરાઇ ગયું'તું તો પણ એક ચુંકારો કર્યા વગર આરબે વાધરીના ટેભા લેવરાવ્યા. મોઢા આગળ આણંદજી દિવાનની લાશ પડી'તી.

"રંગ છે આરબાણી જનેતાને. એના ધાવેલા તો જરૂર ઢગે ઉભા ને ઉભા કરવતે ય વેરાઇ જાયને!"

કચારીમાં આરબ અમીર ઉમરાવો ને લશ્કરી અમલદારો બેઠા હતા એનાં ગુલાબી મોઢાં ઉપર બેય ગાલે ચાર ચાર સુરખીઓ ઉપડી આવી. નીમકહલાલીનાં નિર્મળાં રાતાં લોહી સહુના શરીરની અંદરથી ઉછાળા મારતાં હમણાં જાણે કે ચામડી ફાડીને બહાર ધગી આવશે એવી જોરાવર લાગણી પથરાઇ ગઇ. ત્યાં તો ચોપદારે જાહેર કર્યું કે

"બાપુ! કુભાઇ રાઘવજી દિવાન પધારેલ છે."

તુર્ત જ નાગર જોદ્ધો કુભાઇ રાઘવજી દેખાણો. કમ્મર પર કસકસતી સોનેરી ભેટમાં જમૈયા ઘબેલા છે, ગળે ઢાલ, કાખમાં શિરોહીની તલવાર ને હાથમાં ભાલો લીધો છે.

પોતાના અમીરી દેખાવની રૂડપથી કચારીને નવા રંગે રંગતો જીભાઇ હાજર થયો. મહારાજ વજેસંગજી હેતભર્યા મળ્યા.

"જી ભાઇ! આવી પોગ્યા? બન્દોબસ્ત બરાબર કર્યો છે ને?"

"મહારાજને પ્રતાપે આ વખતે તો આખા ખુમાણુ પથકને માથે મગીયા જાળ પાથરીને હાલ્યો આવું છું. મગ જેવડું યે ઓછીનું-ખુમાણનું નાનકડુ છોકરૂ પણ કયાંય આઘું પાછું ન થઇ શકે એવાં સંધી બરકંદાજોનાં થાણાં કુંડલા, રાણુવા, ડુંગર, આંબરડી, મીતીઆળા વગેરે તમામ જગ્યાએ થાપી દીધાં છે. પાકેપાકી મગીયાજાળ પાથરી દીધી છે બાપા!"

"રંગ તમને, જી ભાઇ! બાકી તો બહારવટીઆએ આણંદજીને માર્યા ત્યારથી મારૂં રૂંવાડું હેઠું બેસતું નથી. જોગીદાસના કયાંય વાવડ?"

"જ્યાં હશે ત્યાંથી મારી મગીયાજાળમાં ઝલાઇ જાશે. હવે ફકર નથી, જોગીદાસ બાપડો હવે કેટલા દિ'?"

"હાજ તો! ભાવનગરનો ચોર તો ભાગી ભાગીને કેટલેક જાશે?" એમ બીજા અમીરે ટાપશી પૂરી.

ત્યાં તો મહારાજને દુઃખ ભૂલવવા, હિમ્મત દેવા ને રૂડું મનાવવા બીજા બધા પણ હદ કુદાવીને બોલવા લાગ્યા કે "હવે બચાડી ચંદરમાની ભાગી શિયાળ તે કયાં જઇને રે'શે?"

"એસા? કીધર જાકે રે'ગા? ઇસકે નીચુમે રે'ગા!"

કચારીના ખુણામાંથી એવી વસમી ત્રાડ સંભળાણી, ચમકીને મહારાજે એ ત્રાડ પાડનાર તરફ જોયું. કચારીના તમામ માણસો એ અવાજ કરનારની ખુમારી દેખી સ્તબ્ધ થઇ ગયા અને ફરીવાર એ ધોળા, વાંકડીયા ખંભે ઢળકતા વાળ વાળા, સફેદ દાઢી મૂછના ભરાવવાળા, ધોળી પાંપણો ને નેણો નીચે તબકતી ઝીણી આંખોવાળા, લીલા અંચળા ને ગળામાં પીળા પારાની માળાવાળા ફકીરે ત્રાડ દીધી કે "ઇસમેં રે'ગા! યે મેરા ખપ્પરકે નીચુમેં રે'ગા!"

એટલું કહેવાની સાથે જ એ ફકીરે પોતાનું કાળું ખપ્પર કચારીમાં ઉંધું વાળ્યું.

"નખ્ખોદ વળ્યું!" મહારાજનો ઉદ્ગાર નીકળ્યો, "મુરાદશા ઓલીયાએ ખુમાણને આશરો દીધો!"

પલકમાં જ ચતુર મહારાજાએ બાજી પલટી નાખી. મુંજાવર મુરાદશાનો કોપ હેઠો બેસારવા મીઠાશથી બોલવા માંડ્યું કે "અરે હાં! હાં! હાં! સાંઇ મૌલા! ગુસ્સો શમાવી દ્યો બાવા! દઃખ ધોખો ન લગાડો. હોય. એ તો થયા કરે."

"મહારાજ!" મુરાદશાએ બોખા મ્હોંમાંથી દુઃખનો અવાજ કાઢ્યો, "મને દઃખ કેમ ન લાગે? જોગીદાસ જેવા લાખ રૂપીઆના કાઠીને ચોર લુંટારો બનાવી મેલ્યો એ તો ઠીક, પણ પણ ઉપર જાતાં એને નામે આ કચારી કાવે તેમ બકે? તારી કચારીની કીર્તિ ધૂળ મળે છે, રાજા સાંભ? એમાં જોગીદાસને કાંઇ નાનપ નથી ચોંટતી."

"સાંઇ મૌલા! તમારી વાત સાચી છે. છીછરા પેટનાં મારાં માણસોએ મારૂં સારૂં દેખાડવા માટે જોગીદાસને નાનપ દેવામાં ભૂલ કરી છે. મારા દિલમાં એવું કાંઇ જ નથી. જોગીદાસ મારા મનથી તો માઇનો પુત છે. અને એના ગરાસ સાટુ એ અમને સંતાપે એમાં પણ કાંઇ ખોટું નથી સાંઇ! આપનો ગુસ્સો શમાવો."

ઉંધું વાળેલું ખપ્પર મુરાદશાએ ઉંચું ઉપાડી લીધું. ઉપાડતાં જ નીચે એક ઘોડીના ડાબલાનું તાજેતાજું પગલું ને બીજું ઘોડીની તાજી કરેલી લાદનું પોચકું દેખાયું. કચારીમાં સહુએ એ નજરોનજર જોયું, ને મહારાજ વજેસંગ પોતાના મનમાં પામી ગયા કે મુરાદશાની જગ્યામાં હવે જોગીદાસને જબ્બર ઓથ મળી ચૂકી! પણ પછી ઉપાવ રહ્યો નહોતો. કામઠીમાંથી તીર વછૂટી ગયું હતું.

ભાવનગરમાં ગંગાજળીયા તળાવને આથમણે કાંઠે વડવાની જમીનના ખુણા પર આજ પણ જે 'જગ્યા' પીર મુરાદશાના

તળીઆ તરીકે ઓળખાય છે, ત્યાં વારંવાર અસરી વેળાએ આવીને બહારવટીયો ઉતરતો, દિવસોના દિવસ સુધી રહેતો, ને છતાં કોઇને એની બાતમી મળતી નહોતી.

૪

"બાપુ! ગઝબ થઇ ગયો."

જોગીદાસે બ્હારવટે રઝળતાં રઝળતાં એક દિવસ ભીતીઆળાના ડુંગરામાં પોતાના બાપ હાદા ખુમાણને શોકના સમાચાર સંભળાવ્યા.

"શું થયું બાપ જોગા?"

"મહારાજ વજેસંગનો કુંવર દાદભા ગુજરી ગયા."

"અરરર! દાદભા જેવો દીકરો ઝડપાઇ ગયો? શું થયું? ઓચીંતાનો કાળ કયાંથી આવ્યો?"

"ભાવનગરની શેરીએ શેરીએ ભમીને મેં કાનોકાન વાત સાંભળી કે સિહોરથી દશેરાને દિ' નાનબા રાણીએ કુંવરને ભાવનગર દરિયો પૂજ્વા બોલાવ્યા, અને કુંવર દરિયો પૂજીને પાછા વળ્યા ત્યારે નાનબાએ મંત્રેલ અડદને દાણે વધાવીને કાંઇક કામણ કર્યું: પણ કાળા કોપનું કામણ કર્યું! કુંવરનું માથું ફાટવા માંડ્યું. સિહોર ભેળા થયા ત્યાં તો જીભ ઝલાઇ ગઇ ને દમ નીકળી ગયો."

"કોપ થયો. મહારાજને માથે આધેડ અવસ્થાએ વીજળી પડ્યા જેવું થયું જોગા?"

"વીજળી પડ્યાની તો શું વાત કરૂં બાપુ! સિહોર ને ભાવનગરની શેરીએ શેરીએ છાતી ફાટી પડે એવા વિલાપ ને એવાં છાજીઆં લેવાય છે. વસ્તીના ઘરોઘરમાં પચીસ વરસનો જુવાન જોદ્ધો મરી ગયો હોય એવો કળેળાટ થાય છે."

"જોગા! બાપ! દાદભાની દેહ પડે એનુ સનાન તો આપણુને પ આવ્યુ કે'વાય આપણે ના'વુ જોવે"

સહુ બહારવટીયાએ ફાળીયા પહેરીને નદીમા માથાબોળ સ્નાન કર્યુ પોતાના કાળ–શત્રુનો કુવર ગુજરે એનો સાચા દિલનો અફસોસ ગુજાર્યો અને પછી જુવાન જોગીદાસે વાત ઉચ્ચારી

"બાપુ! એક વાત પૂછુ ?"

"ભલે બાપ!"

Valabhji Premjee

"આપણે મહારાજના મોઢા સુધી ખરેખર ન જઇ આવવુ જોવે ?"

હાદો ખુમાણ લગરીક હોઠ મનાવીને વિચારે ચડી ગયા એને એકસામટા અનેક વિચારો આવ્યા મહારાજ વજેસગ, જેની સામે આપણે મોટો ખોપ જગાવ્યો છે, એની રૂબરૂ ખરખરે જવુ ? જેના માણસોને આપણે મોનની માફક વાઢતા આવ્યા છીએ, એ આપણને જીવતા મેલી દેશે ? જે આપણને ઠાર મારવા હજારોની ફોજુ ફેરવે છે, એ આપણને ખરખરો કર્યા પછી પાછા આવવા દેશે ? પણ મારો જોગો તો જોગી જેવો છે એને ખાનદાનીના મનસૂબા ઉપડે છે એનુ મનભગ ન કરાય

"જાયે ભલે પણ છાનરાયા નથી જાવુ બાપા! દરબાર ગઢમા દાખલ થયા પછી મહારાજની તો મને બે જ નથી પણ જો પ્રથમથી જ જાણ થાય, તો પછી ઝાટકાની જ મેળ થાય કેમકે પાસવાનો ન સમજી શકે કે આપણે લૌકિક કરવા આવ્યા છીએ'

"ત્યારે બાપુ ?"

"કુવલાનો સહુ કાઠી દાયરો જાય એની સાથે તુ પણ માથે ફાળીયુ ઢાકીને ગૂડો વાળી આવજે બીજુ તો શુ થય"

કુવર દાદભાને ખરખરે કુવલાના કાઠી કણબી ને કસ્બાતી તમામ સિહોર ચાલ્યા. તેમા બહારવટીયો જોગીદાસ પણ ભેળો ગયો માથા પર પછેડી ઢાકયા પછી એ પાચસો માણસ

દાયમાં કોણ છે તે ઓળખાવાની તો ધાસ્તી નહોતી. દરબારગઢની ડેલી પાસે સહુ હારમાં બેસીને રોવા લાગ્યા. રીત પ્રમાણે મહારાજ વજેસંગ એક પછી એક તમામને માથે હાથ દઇ છાના રાખવા લાગ્યા. ચાલતાં ચાલતાં બગબુર જોગીદાસની પાસે પહોંચ્યા માથે હાથ મૂકીને મહારાજે સાદ કર્યો, "છાના રો' જોગીદાસ ખુમાણ! તમે ય છાના રો'."

'જોગીદાસ ખુમાણ' એટલું નામ પડતા તો શિહોરને માથે જાણે વજ્ર પડ્યું. હાંફળા ફાંફળા બનીને તમામ મહેમાનો આમ તેમ જોવા લાગ્યા સહુએ પોતાની તરવાર સંભાળી. અને આંહી બહારવટીયાએ પછેડી ખસેડીને પોતાનું પ્રતાપી મ્હો ખુલ્લું કર્યું. બહારવટીઓ એટલું જ બોલ્યો કે "ભલો વરત્યો રાજ!"

"વરતું કેમ નહિ, જોગીદાસ ખુમાણ! કાઠીઆવાડમાં તો તારૂં ગજું ક્યાં અજાણ્યું છે? પાચસો આદમી વચ્ચે તારા હાકોટા પરખાય, તો પછી તારા વિલાપ શું ન વરતાય?"

બહારવટીયો! બહારવટીયો! બહારવટીયો! એમ હાકાબાકા થવા લાગ્યા. કાઠીઓનો દગો! દગો! દગો! એવા રીડીયા ઉઠયા. સહુને લાગ્યું કે હમણાં જોગીદાસ મહારાજને મારી પાડશે. તલવારોની મૂઠે હાથ ગયા ત્યાં તો મહારાજનો હાથ ઉંચો થયો. મહારાજે સાદ દીધો કે "બસ કરો રાજપૂતો! આજ જોગીદાસભાઇ બાઝવા નથી આવ્યા, દાદભા ફાટી પડયો છે એને અફસોસે આવ્યા છે. મારા ગરાસમાં નહિ પણ મારા દઃખમાં ભાગ લેવા આવ્યા છે.

મહારાજ ગળગળા થયા: જોગીદાસની આંખોમાં પણ જળજળીયાં આવ્યાં. માણસોએ અરધી ખેંચેલી તલવારો મ્યાન કરતા અગાઉ કદિ ન જોયેલું ને સાંભળેલું એવું નજરે દીઠું. મહારાજ બોલ્યા "જોગીદાસ, બ્હીશો મા હો!"

"બ્હીતો હોત તો આવત શા માટે રાજ?"

સહુ દાયરાની સાથે ખાઇ પી, મહારાજને રામરામ કરી પાછા બેધડક જોગીદાસ ચાલી નીકળ્યા બહારવટીયાને નજરે

જોઇ લેવા તો બજારે અપરંપાર માણસ હલકયું હતું. બહારવટીયાના ચ્હેરા મ્હોરા જેણે કદિ દીઠાં નહોતાં તેણે તો ખુમાણોને દૈત્ય જ કલ્પેલા હતા. પણ તે ટાણે વસ્તીએ જુવાન જોગીદાસનું જતિસ્વરૂપ આંખો ભરી ભરીને પી લીધું. આવો તપસી પુરૂષ નિર્દોષ કણબીઓનાં માથાં વાઢી વાઢીને સાંતીડે ટીંગાડતો હશે, ને ધડનાં ધીંસરાં કરીને ઢાંઢાંને ગામ ભણી હાંકી મેલી રાજ્યની સોના સરખી સીમ ઉજ્જડ વેરાન કરી મેલતો હશે, એ વાત ઘડીભર તો ન મનાય તેવી લાગી.

એટલી ગટાટોપ મેદની વચ્ચે થઇને કોઇની પણ સામે નજર કર્યા વિના બહારવટીયો ચાલ્યો ગયો. જુવાન જોગીદાસની આંખોને જાણે દુનિયા કરતાં પાતાળની અંદર વધુ નજર પડતી હોય તેમ એ તો એકધ્યાની યોગીની માફક નીચે જ આંખો નોંધીને ચાલતો હતો.

"પણ નથી માને દીકરા થાશે તો ?

"તો તેની ચિંતા શી ? બાપના દીકરાથી વધુ રૂડું શું ?

"ભાગ નહિ પડે ?"

"પણ ભાઈયું આપણે પડખે મદદમાં યે ઉભા રહેશે ને ? જાડા જણ્યું હશું તો બારવટું જોરથી ખેડાશે."

પંચાણું વર્ષની ઉમ્મર છતાં દાદા ખુમાણની વજ્ર જેવી કાયા છેઃ બખ્તર, ટોપ, ભાલો, ઢાલ ને તલવાર, તમામ હથી-આર પડીયારના ભાર સોતા બાપુ ઠેકડો મારીને બાવળા ઘોડા ઉપર ચડી બેસે છે. સામું પાગડું ઝાલવાની જરૂર રહેતી નથી. એવા પોતાના બાપુનું લગ્ન કરીને જોગીદાસે પિતાના સુખનો માર્ગ કાઢ્યો.

સાત વર્ષ વીત્યાં. જેઅલીયાણી માના ખોળામાં બે સાવઝ સરખા દીકરા રમે છેઃ એકનું નામ હીપો ને બીજાનું નામ જસો.

પણ આ ગુલતાનમાં દાદા ખુમાણને હવે ચેન પડતું નથી. રોજેરોજ દીકરાઓની તગડ તગડ સાંભળીને બાપનું દિલ ઉકળે છે. ઘરમાંથી અંતર ઉઠી જાય છે.

"દરબાર !" જુવાન જેઅલીયાણી પોતાની જાત વિચારી ગઈ. અને ખરા ટાણાનાં વેણ બોલી કે "દરબાર ! હવે બસ હવે આ દુનિયાને કડવી કરી નાખો ! ભાણુ જોગીદાસ જેવા દીકરા બારવટે પાટકી ગિરમાં પાણાનાં ઓશીકાં કરે છે, એ વેળાએ તમને આંહી હીંડાળા ખાટે હીંચકવું ન ઘટે."

"સાચી વાત, કાઠીઆણી ! રંગ છે તને !" પોતાની જુવાન સ્ત્રીને એવા ધન્યવાદ દઈને આપા દાદાએ હથીઆર લીધાં. ઘરનું સુખ છોડીને દસ વરસ સુધી બહારવટું ખેડ્યું. એ હિસાબે એની અવસ્થા એક સો ને બાર વરસની થઇ. પછી તો બુઢાપો વરતાવા લાગ્યો. જોગીદાસે આગ્રહ કરીને બાપુને ઘધરાળે વિસામો લેવા મોકલી દીધા.

**પરનારી પેખી નહિ, મીટે માણારા !**
**શીંગી રખ્ય ચળીયા, જુવાણ જોગીદાસીઆ !**

[ હે જુવાન જોગીદાસ ! શૃંગી ઋષિ જેવા મહા તપસ્વીઓ પણ પરસ્ત્રીમાં લપટી પડયા, પરંતુ હે માણા ! તેં તો પરાયી સ્ત્રી પર મીટ સુદ્ધાયે નથી માંડી. ]

\+ + +

એ જણા વાતો કરે છે :

" ભાઇ, આનું કારણ શું છે ?"

" શેનું ભાઇ ?"

" જોગીદાસ ખુમાણ જ્યાં જ્યાં દાયરામાં બેસે ત્યાં ત્યાં બજાર તરફ પારોઠ દઇને જ કેમ બેસે છે ? અને માથે રૂમાલ કેમ ઓઢી રાખે છે ?"

" ભાઇ, રામને તે દિ' સીતાજીની ગોતય કરતાં કરતાં માર્ગેથી માતાજીનાં ઘરાંણાં લૂગડાં હાથ આવ્યાં, ને પછી લખમણજીને ઇ દેખાડીને કોનાં છે, એમ પૂછેલું. તે ટાણે લખમણ જતિએ શીયો જવાબ દીધો'તો, ખબર છે ?"

"હા, હા, ! કહ્યું'તું કે મહારાજ, આ હાથનાં કંકણ, કાનનાં કુંડળ, કે ગળાના હાર તો કોના હશે તેની મને કાંઇ ગતાગમ નથી. કેમકે મેં કોઇ દિ માતાજીના અંગ ઉપર નજર કરી નથી. પણ આ પગના ઝાંઝરને તો હું ઓળખી શકું છું, રોજ સૂરજ ઉગ્યે હું માતાજીના પગમાં પડતો ત્યારે ઝાંઝર તો મારી નજરે પડતું'તું !"

" ત્યારે આજ જોગીદાસ પણ એજ લખમણ જતિને અવતારી પુરૂષ જલમ્યો છે બાપ ! એને બજાર સન્મુખ નજર રાખી ન પાલવે. એમાં હમણાં હમણાં બે અનુભવ એવા મળ્યા કે આ દુનિયાની માયાથી એ તપસી ચેતી ગયો છે."

" શીયા અનુભવ ?"

"એક દિ' જોગીદાસ જુનીના વીડમાં આંટો લઈને બાબરીયાધાર આવતા'તા હું પણ ભેળો હતો. બેય ઘોડેસવાર થઈને આવતા'તા. આવતાં આવતાં જેમ અમે નવલખાના નેરડામાં ઘોડીઓ ઉતારી, તેમ તો સુરજના પચરંગી તેજે હીરા મોતીએ મઢી દીધેલા હોય એવા ઝગારા મારતા એ પાણીના પ્રવાહમાં પીંડી પીડી સુધી પગ બોળીને એક જુવાનડીને ઉભેલી દીઠી. અઢારક વરસની હશે. પણ શી વાત કરૂં એના સ્વરૂપની ? હમણાં જાણે ઓગળીને પાણીના વ્હેનમાં વહ્યું જાશે ! સામે નજર નોંધીએ તો નક્કી પાપે ભરાઈએ એવું રૂપ. પણ બાપુને તો એ વાતનું કાંઈ ઓસાણે ન મળે ! નેરાની ભેખડયું અને જીવતી અસ્ત્રી, બેય બાપુને તો એકસરખાં. બાપુએ ઘોડી પાણીમાં નાખી. એમાં પડખે ચડીને ઓલી જુવાનડીએ જબ ! દેતી ઘોડીની વાઘ ઝાલી ઘોડીએ ઝબકીને મોઢાની ઝોંટ તો ઘણી યે દીધી, જોરાવર આદમીનું યે કાંડું છૂટી જાય એવા જોરથી સાંકળ ઉલાળી : પણ ઈ જુવાનડી તો જળો જેવી ચોંટી જ પડી. બાપુ જોઈ રચા. બાપુની તો અચરજનો પાર જ ન રહ્યો. હાં ! હાં ! હાં ! અરે બાઈ ! બેન ! બાપ ! મેલ્ય, મેલ્ય, મેલી દે ! નીકર ઘોડી વગાડી દેશે." એમ બાપુ વિનવવા માંડ્યા.

"નહિ મેલું ! આજ તો નહિ મેલું, દરબાર !"

"અરે પણ શું કામ છે તારે ? કોઈ પાપીઆ તારી વાંસે પડ્યા છે ? તારો ધણી સંતાપે છે ? શું છે ? છેટે રહીને વાત કર. હું તારૂં દુઃખ ટાળ્યા-મોર આંહીથી ડગલું યે નહિ ભરૂં. તું બ્હી મા. ઘોડીને મેલી દે. અને ઝટ તારી વાત કહી દે."

"વાઘ તો આજ નહિ છોડું દરબાર ! ઘણા દિ'થી ગોતતી'તી."

"પણ તું છો કોણ ?"

"હું સુતારની દીકરી છું : કુંવારી છું."

"કેમ કુંવારી છો બાપ ? પરણાવવાના પૈસા શું તારા પાસે નથી ? તો હું આપું. તું ય મારી કમરીબાઈ-"

"જોગીદાસ ખુમાણ ! બોલો મા. મારી આશા ભાંગો મા. હું તમારા શગતનને માથે ઓળઘોળ થઇ જાવા, મારી જાત્ય ભાત્ય પણ મેલી દેવા પાટકું છું. આમ જુવો જોગીદાસ, આ માથાના મોવાળા કોરા રાખવાનું નીમ લઇને બેઠું છું. આજ તું મળ્યે- "

"અરે મેલ્ય મેલ્ય મળવા વાળી ! તું તો મારી દીકરી કમરી કેવા !" ‚ ‘

એટલું બોલી, પોતાના ભાલાની બુડી એ જોબનભરી સુતારણના હાથ ઉપર મારી, ઘોડીની વાઘ ડોંગી, જેમ કોઇ પ્રેત વળગવા આવતું હોય ને માણસ ભાગી નીકળે એમ જોગીદાસ બાપુએ ઘોડી દોટાવી મેલી. પાછું વાળી ન જોયું. ને સાંજરે બેરખાના પારા પડતા મેલતા મેલતા સુરજનો જાપ કરતા'તા, ત્યારે બોળો હોઠ ફફડાવીને બોલતા જતા'તા કે "હે બાપ ! મારૂં રૂપ આવડું બધું કુડું હશે એ મેં નોતું જાણ્યું. મારૂં મોઢું તરવારથી કાપીને કદરૂપું કરવાની તો છાતી નથી હાલતી. પણ આજથી તારી સાખે નીમ લઉં છું કે કોઇ પરનારીની સામે અમથી અમથી યે મીટ નહિ માંડું. અને માડું તે દિ' મારૂં ધનોત પનોત નીકળી જાજે !"

અને બીજી વાત તો એથી યે વસમી બની ગઇ છે. પરનારી સામે નજર ન માંડવાનું નીમ એક દિ ઓચીતું તૂટી પડ્યું. ગામને પાદર નદીકાંઠે આછા વીરડા કરીને એક દિ' સાંજટાણે પનીઆરીયું પાણી ભરતી હતી. રૂપાળા ત્રાંબાળુ હાંડા ઉટકાઇને ચકચકાટ કરતા હતા. આછરના વીરડા, ઉટકેલાં બેડાં, મોતીની ઇંઢોણીયું, નમણાં મોઢાંવાળી ગામની બેન્યુ દીકરીયું, ને એ સહુને માથે જ્યોતો પ્રગટાવતો સૂરજ મહારાજ : એ રચીયામણો દેખાવ બાપુ ય જોવા લાગ્યા. ઓલ્યા નીમનું ઓસાણ ચૂકાઇ ગયું. પોતાને ઘરેથી આઇ અને દીકરીઓ બધાં આવે નદીકાંઠે બેસીને કિલોળ કરતાં હોય, એવી ઉમેદ થઇ આવી. પણ એ તો બચાડાં ચોર બનીને પાટકતાં'તાં.

ઘેરે આવીને જોગીદાસને યાદ ચડ્યું કે નીમ ભંગાયું છે. રાતે કોઇને ખબર ન પડે તેમ એણે બે ય આંખોમાં મરચાંના ભુકાનું ભરણ ભર્યું. પાટા બાંધીને પોઢી ગયા. પ્રભાતે ઉઠ્યા ત્યાં તો આંખો ફુલીને દડા થયેલી. આંખના રતન ક્યાંય વરતાતાં પણ નહોતા ભાઇઓ પૂછવા લાગ્યા કે "અરે! અરે! જોગીદાસ! આ શો કોપ થયો?

"કાંઇ નહિ બા! ઇ તો આંખ્યુંમાં થોડુંક વકારનું ઝેર રહી ગયું'તું, તે નીતારી નાખ્યું!"

આવો નીમાધારી પુરૂષ, લગરીકે ચૂક ન થાય તે માટે બજાર સામે કે રસ્તા સામે પારોઠ દઇને બેસે છે ભાઇ!...

નાંદુડી ગાળીમાં આ પ્રમાણે બે માણસો વાતો કરી રહ્યા છે. વીરડીથી ગેલા ખુમાણનો દીકરો, સરસઇથી ભાણ ખુમાણ, આંબરડીથી જોગીદાસ ખુમાણ, એમ હાદા ખુમાણના દીકરા આજ બહારવટું ખેડતા ખેડતા થોડોક વિસામો લેવા માટે ભેળા મળીને નાંદુડી ગાળીએ હુતાશણી રમે છે. કાયલોને ટૌકે કોઇ આભેરણું ગાજતું હોય તેમ શરણાઇઓના ગહેકાટા થાય છે. બરાબર તે સમયે એક અસવારે આવીને નિસ્તેજ મ્હોંયે સમાચાર દીધા કે "બાપુ હાદો ખુમાણ ધૂવરાળે દેવ થયા."

"હેં! આ શું કહેવાય? બાપુને તો નખમાં ય રોગ નો'તો ને?"

"બાપુને ભાવનગરની ફોજે માર્યા"

"ક્યાથી? ભાગતા ભાગતા? કે સામી છાતીએ ધીંગાણે રમતા રમતા?"

"ધીંગાણે રમતા"

"કેવી રીતે?"

"ફોજે ધૂવરાળાની સીમ ઘેરી લીધી. બાપુથી ભાગી નીકળાય તેવું તો રહ્યું નહોતું. એના મનથી તો ઘણીય એવી ગણતરી હતી કે જીવતો ઝલાઇ જાઉં. અને ફોજનો પણ બાપુને મારવાનો મનસૂબો નહોતો, જીવતા જ પકડી લેવાનો હુકમ

હતો પણ આપણા ભૂપતા ચારણે બાપુને ભારે પડકાર્યા વાડીએ બાપુ હથીઆર છોડીને હાથકડી પહેરી લેવા લલચાઇ ગયા તે વખતે ભૂપતે બાપુને બિરદાવ્યા કે

સો ફેરી સિહોર તણી લીધેલ ખૂમે લાજ
(હવે) હાદલ કાં હથીઆર મેલે આલણરાઉત

[ હે આલા ખુમાણના પુત્ર હાદા ખુમાણ ! સો સો વાર તો તું સિહોર ઉપર ટાટકેલ છો,* અને આજ આહી અતગીયાળ તુ તારા હથીઆર મેલીને શત્રુઓને કબ્જે જઇશ ? ]

આના આના બિરદ દઇને બાપુના રૂવાડા બેઠાં કર્યા અને બાપુ એકસો બાર' વરસની અવસ્થાએ એક જુવાનની જેમ જાગી ઉઠ્યા એણે હાકલ કરી કે " ભૂપતા ! ફોજને હવે સાદ કર ઝટ " ભૂપતે સાદ કર્યો કે " એ ભાઇ ફોજવાળાઓ ! આ રહ્યો તમારો બાપ ! આવો ઝાની એ " ફોજને આગળી ચીંધાડી બાપુ બતાવ્યા અને એ-વે પડખે બાપુ ધીંગાણે ચડી જાઇફીને ઉજળવા મડયા સામી છાતીએ લડીને ફુલધારે ઉતર્યાં

"બસ ત્યારે!" જોગીદાસ બોલી ઉઠ્યા, "પૂરે ગઢપણે આપણો બાપ *ફુલધારે ઉતરી ગયા, એ વાતના તે કાંઇ સોગ હોતા હશે ? એના તો ઉજવણા કરાય માટે હવે તો મોકળે મને આઠ આઠ શરણાઇયુ જોડયેથી વગડાવો !"

" આપા !" કામદીઆએ કહ્યુ, "બાપુનું માથુ કાપીને ફોજ ભાવનગર લઇ ગઇ "

જોગીદાસના આખા શરીર પર સમસમાટી ચાલી ગઇ બાપ જેવા બાપના મહામૂલા માથાના બુરા હાલ સાંભળતાં જ એનો કોઠો સળગી ઉઠયો પણ નાહિંમતનુ વચન કાઢવાનો એ વખત નહોતો નાનેરા ભાઇઓની ધીરજ ખુટવાની ધાસ્તી હતી એ કારણથી પોતે મનની વેદના મનમા શમાવીને કહ્યુ 'હશે બાપ ! ભાવનગરની આખી કચારી બાપુ જીવતે તો બાપુનું મોઢું શી રીતે જોઇ શકત ? ભલે હવે એ મ્હોને નિરખી નિરખીને જોતા "

* ફુલધારે ઉતર્યાં તલવારની ધારે મર્યાં

૭

આજે વજેસંગ મહારાજના રાજનગરમાં દાદા ખુમાણના મોતની વડી વધામણી આવી છે. મહારાજના અંતરનો ઉલ્લાસ ક્યાંયે માતો નથી. પોતાનો બાપ મરાવાથી બ્હારવટીઓ જોગીદાસ હવે બધી આશા ગુમાવીને મારે શરણે આવી ઉભો રહેશે, એવી આશાની વાદળી સામે મીટ માંડીને મહારાજનું દિલ આષાઢ મહિનાના મોરલાની માફક થનગનવા લાગ્યું છે. આજે દાદા ખુમાણને મારનાર સરબધીઓને પહેરામણી કરવા માટે હેકડાઠઠ કચારી ભરાણી છે. સાચા વસ્ત્રોના સરપાવ, ભેટ દેવા માટેની તલવારો અને સાકરના રૂપેરી ખુમચા મહારાજની ગાદી સન્મુખ પ્રભાતને પ્હોરે ઝગારા મારે છે.

તે વખતે કચારીમાં એક એવો આદમી બેઠો હતો કે જેને આ રંગરાગમાં ભાગ લેતાં ભોંઠામણનો પાર નથી રહ્યો. એ કાંકચ ગામનો ગલઢેરો મેરામ ખુમાણ હતો. પોતે આજ અચાનક મહારાજને મળવા આવ્યો છે અને એ પોતાના જ કુટુંબી દાદા ખુમાણના મોતના ઉત્સવમાં ન છૂટકે સપડાઇ ગયો છે. પણ એને ક્યાંયે સુખચેન નથી. પોતે એકલો છે. તલવારે પહોંચે તેમ નથી. પણ તર્કથી આખી મિજલસને ધુળ મેળવવાનું એણે નક્કી કર્યું છે. કટોકટીની ઘડી આવી પહોચી છે.

"લાવો હવે પહેરામણી!" મહારાજે હાકલ કરી. ખુમચા માથેથી રૂમાલ ઉપડયા. ચારણોએ દુહા લલકાર્યા ત્યાં તો મર્માળી, ઠાવકી વાણીમાં મેરામણ ખુમાણનો અવાજ નીકળ્યો કે

"વાહ! વાહ! વાહ રે ભણેં કાઠી તાળાં ભાગ્ય! ભારી ઉજળાં ભાગ્ય!"

"કેમ મેરામ ખુમાણ? કોનાં ભાગ્ય?"

"બીજા કેનાં બાપ? દાદા ખુમાણનાં!"

"કેમ?"

"કેમ શું? એક સો ને બાર વરસની અવસ્થા: હાથે કંપવા: પગે સોજા: આંખે ઝાંખપ: કાયાનો મકોડે મંકોડો કથળી ગયેલો: એવી દશામાં જો બચાડો ભાવનગરની કેદમાં જીવતો આવ્યો હોત તો કેવા બુરા હાલ થઇ જાત? પાંચે દીકરાને બહારવટાં મેલી દઇ, મ્હોંમાં તરણાં લઇ, પગ ઢસડતા ઢસડતા આફરડા બાપની સંભાળ લેવા સારુ થઇને મહારાજને શરણે આવવું પડત. નીકર મલક વાતું કરત કે બાપ બંદીખાને સડે છે ને દીકરા તો બહાર મોજું માણે છે! પણ હવે ઇ આયલું કાંઇ રહ્યું? હવે તો નિરાંતે ઇ પાંચે જણા ભાવનગરનાં અઢારસેં ઉજ્જડ કરશે. માટે સાકર તો આજ વ્હેંચે એના દીકરા. કે 'સાવઝ પાંજરેથી મોકળા થયા!"

આખી કચારી સાંભળે તે રીતે આ શબ્દો બોલાયા.

"સાકર પહેરામણીના થાળ પાછા લઇ જાવ!"

એટલું કહીને મહારાજે ઝટપટ કચારી વિસર્જન કરી નાખી. અને પોતે તેજ ઘડીએ હાદા ખુમાણના શોક બદલ માથે ધોળું ફાળીયું બાંધી લીધું.

ઠાકોર વજેસંગજી બગડેલી બાજી સુધારી રહ્યા છે:

"મેરામ ખુમાણ, હવે શું કરૂં? હાદા ખુમાણને મારીને તો મેં મોટી ખોટય ખાધી."

"ભણું મા'રાજ! માથેથી ગાળ ઉતારવી હોય તો જાવ કુંડલા: હાદા ખુમાણનું કારજ કરો. અને ભાણુ જોગીદાસને તેડાવીને કસુંબા પી લ્યો."

ઠાકોર વજેસગે કુંડલે જઇને પોતાના શત્રુનું કારજ આદર્યુ. ત્રણે પરજમાં મેલા લખ્યા. ભાણુ જોગીદાસને તેડી લાવવા માટે મેરામ ખુમાણને મોકલ્યા.

નક્કી કરેલે દિવસે બેય બહારવટીયા ભાઇઓ ડુંગરમાંથી ઉતરીને કુંડલે આવે છે. રસ્તે જોગીદાસ શીખામણ દઇ રહ્યો છે કે "ભાણુ! બાપ તું આકળો થાતો નહિ. તારી તીખી પ્રકૃતિને જરા વશ રાખજે ભાઇ!"

કુંડલાના દરબારગઢમાં આવ્યા, ત્યાં ડાયરો ઉભો થઇ ગયો. જોગીદાસે પૂછ્યું "ક્યાં છે મહારાજ ?"

"મા'રાજ તો નદીએ સરાવે છે."

"મા'રાજ પોતે સરાવવા ગયા છે ?"

"હા આપા !"

બન્ને જણાએ ઘોડાં નદીના આરા તરફ લીધાં. કાંઠે આવતાં તો આઘેથી ઠાકોર વજેસંગને દેખ્યા . મૂછો પડાવીને મહારાજ રામઘાટ ઉપર સરાવે છે.

"જો ભાણ !, જોઇ લે બાપ ! બાપ તો તારો ને મારો મૂર્યો, અને મુછું બોડાવી છે ભાવનગરના ઠાકોરે : આપણા દુશ્મને ! આમ જો ખાનદાની ! તું કે હું મૂછ્યું પડાવી શકીએ એમ છે !"

[ કાઠીઓ કદિ પણ મૂછો પડાવતા નથી. રજપૂતો પડાવે છે. ]

. ત્યાં તો ઠાકોરને સમાચાર પહોંચ્યા. ઉંચું જોયું. બન્ને બહારવટીયા સામે નજર કરીને ઠાકોરે મ્હોં મલકાવ્યું. જાણે મોટેરો ભાઇ હોય, એટલું હેત પાથરી દીધું.

"ઉઠો ! ઉઠો મહારાજ ! હવે બાકીનું મને સરાવવા દ્યો. તમે તો અવધિ કરી."

"આપા' ભાઇ !" મહારાજ બોલ્યા, "હાદો ખુમાણ તમારા બાપુ, તેમ મારા યે બાપુ હું મોટેરો દીકરો, તમે કોઇ ધરે નહિ, એટલે હું સરાવું એમાં શું ! મોટેરાને એટલો હક્ક તો રે'વા દ્યો બાપ !"

"ભલે મહારાજ !" જોગીદાસનું ગળું રૂંધાઇ ગયું.

સરાવણું પૂરું થયે સહુ ગામમા આવવા ઘોડે ચડ્યા. બરાબર ઝાંપે આવીને જોગીદાસે ઘોડી સામા કાંઠા માથે વાળી. અને ઠાકોરને કહ્યું " રામ રામ મહારાજ !"

"આપા ભાઇ ! આ તરફ દરબારગઢમાં"

"માફ રાખો બાપા ! હું સાવરમાં ઉતારો કરીશ."

"અરે પણ—"

મેરામ ખુમાણ બોલી ઉઠયા, "મહારાજ! ન સમજાણું? જોગીદાસે કુંડલાનું પાણી હરામ કર્યું છે એટલે એણે ઘોડી તારવી."

-"તો આપણાં મુકામ પણ સાવરમાં નાખો."

ઠાકોરનો હુકમ થયો. કારજની બધી તૈયારી કુંડલામાથી સામા પાદરમા લઇ જવામાં આવી

ભલભલા કાઠીઓનું કારજ તે દિવસોમાં ઘઉંનાં ભરડકાનું થતું. તેને બદલે દાદા ખુમાણના કારજમા ઠાકોરે સાટા જલેબી ને મોહનથાળ દીધાં ત્રણે પરજોના સેંકડો પરોણા મોંમાં આગળી નાખી ગયા.

ઉજળ કાઠયનો મેરામ ખુમાણ ઠાકોરની કરામત ઓળખતો હતો. એણે મનમાં ને મનમા કહ્યુ "વાહ ઠાકોર! રૂપાની ચાગી ને સોનાની પાળી! કલેજાં ચીરે, તો ય મીઠી લાગે!"

"બોલાવો ભાણ જોગીદાસને કસુંબો પીવા આજ બારવટું પાર પાડીએ"

બન્ને ભાઇઓ હાજર થયાં ઠાકોરે વાત ચલાવી:

"જુઓ આપાભાઇ! બાપુ આલા ખુમાણના વખતના વહીવટના ચોપડા તપાસો - દરેક ભાઇને ત્રીસ ત્રીસ હજાર મળના. એથી વધુ તો તમે ન માગો ને!"

"ના."

"ત્યારે છ ગામ ઉપાડી લ્યો. આપા! તમે જ નામ પાડો."

"પહેલું કુંડલા!"

કુંડલાનું નામ પડતાં જ મહારાજનું મોં ઉતરી ગયું. મહારાજે માથું ધૂણાવ્યું

"આપા! કુંડલા તો નહિ કુંડલા લેવામાં દરબારને બાગી દાખડો કરવો પડયો છે. તોપખાનું ઠેઠ ગુજરાતથી દરાવ્યું.

નેસડીના મૂળા પટેલના ચાળીસ ઢાંઢા તૂટી ગયા, તેના બદલામાં એને જૂનું સાવર દેવું પડ્યું. માટે કુંડલાના સિવાય બીજું ઠીક પડે એ ગામ માગી લ્યો."

"પહેલા કુંડલા; પછી બીજું ખપે. કુંડલા મજ નાવલીનું પાણી ન ખપે."

"આપા! છ નહિ–સાત માગો. આઠ માગો. પણ કુંડલાની વાત પડતી મેલો."

"મહારાજ છ ને બદલે ભલે પાંચ આપો. પણ કુંડલા તો પહેલા."

"એ નં બને આપા!"

"તો રામરામ ઠાકોર!"

ભાણ જોગીદાસ ચડી નીકળ્યા ભાણની રોમરાઇ અવળી થઇ ગઇ'હતી. મરૂં કે મારૂં! મરૂં કે મારૂં! એમ એને થતું હતું. નાવલીની બજારમાં નીકળતાં જ ભાણ ખુમાણે સરબંધી સિપાહીઓના ઉપર ઝાટકા ચોડવા માંડ્યા. દોડીને જોગીદાસે ભાઇને ઝાલી લીધો: "હાં! હાં ભાણ! સામી તેગ ખેંચે તેને જ મરાય. બાપડા નિર્દોષને માથે આ તું શું કરી રહ્યો છો?"

ગોખમાં ઉભેલા ઠાકોર ભાણની આ અકોણાઇ જોતા હતા. એણે ત્યાંથી હાકલ કરી: "ખબરદાર! બહારવટીઆને કોઇ આજ સામો ઘા ન કરજો. ભલે આપણાં સો ખૂન થઇ જાય."

"જોયું ભાણ! આ ઠાકોર વજેસંગ!"

બહારવટીયા ચાલી નીકળ્યા.

કારજના પ્રસંગ વિષે બીજી વાત આમ બોલાય છે:

-જેતપુર શહેરથી દરબાર મૂળુવાળાને તેડાવવામાં આવ્યા. ત્રણે પરજની કાઠિયાણમાં મૂળુવાળાનો મોભો ઉંચેરો ગણાતો. એનું વેણુ ઝટ દઇને કોઇથી લોપાતું નથી. એજન્સી સરકારની પાસે પણ સહુ કાઠીઓની દાઝ લઇને ઉભો રહેનાર મૂળુવાળો હતો. એને બોલાવીને કળાબાજ મહા-

રાજે કહ્યું "કુળભાઇ, દાદા ખુમાણ જેવો કાઠી પડયો એની તો આખા મલકને ખોટય કહેવાય. જીવતે એ મારે દુશ્મન હતો. પણ મુવા પછી તો મારો ભાઇ લેખું છું. માટે ભાવનગરને ખર્ચે મારે કુંડલા મુકામે એનું કારજ કરવું છે તમારૂં કામ તો એટલા સારૂં પડયું છે કે કારજમાં તમે ભાણ જોગીદાસને બોલાવી લાવો. મારા હાથનો કસુંબો લઇને પછી ભલે તુરત એ ચડી નીકળે. પણ એના બાપને માર્યા પછી હું એને અંજળી ભરી કસુંબો ન લેવરાવુ ત્યાં સુધી મારા જીવને ઝંપ નથી. વેર તો કોને ખબર છે કયાં સુધી હાલશે!"

કહેવાય છે કે ઠાકોરના પેટમાં દગો હતો. બહારવટીઆ-ઓને ઝાલી લેવાની પેરવી હતી. પણ કસુંબા લેવાઇ રહ્યા. સહુ સહુને ઉતારે ગયા, રાત પડી, એટલે મૂળુવાળાએ સનસ કરીને બહારવટીયાને ચેતાવ્યા "હં...ભાણ જોગીદાસ! હવે ચડી નીકળો ઝટપટ."

"અરે! પણ મહારાજ વાળુમાં વાટ જોશે."

"તો પછી ઝાટકાનાં વાળુ સમજવાં જોગીદાસ!"

આંહી બહારવટીયા ચડી ગયા, ને ત્યાં મહારાજને ખબર પડ્યા.

રોષે ચડેલા ઠાકોરે રાજકોટ પોલીટીકલ એજન્ટને ખબર દીધા કે "બહારવટીયાને પકડી લેવાની મારી પેરવીને જેત-પૂર મૂળુવાળાએ અને જસદણના શેલા ખાચરે ધુળ મેળવી દીધી છે. બહારવટીયાને નસાડ્યા છે!

આ ઉપરથી એજન્સી સરકારે જેતપૂર અને જસદણ ઉપર સરકારી થાણાં બેસારી દીધાં.

બાપુનું ગામતરું થઇ ગયું. મોટેરા ભાઇ ગેલો ખુમાણ પણ ગુજરી ગયા છે. એટલે સહુ ભાઇઓમાં મોટા જોગીદાસને માથે ગલઢેરાઇ આવી. એની ઘોડે જોગીદાસ ઘુમી રહેલ છે. મહુવાથી જાફ્રાબાદ સુધીનો દરિયા-કિનારો પણ એ ઘોડાંના ડાબલા નીચે ધણેણાટી દેવા લાગ્યો છે. બંદરે બંદરે ભાવનગર રાજનો વેપાર બંધ કરાવી દીધો છે.

**મારગ જે મુંબઇ તણે જળએલાં ન જાય**
**રોલે સમદર માંય જહાજ જોગીદાસનાં.**

[ મુંબઇ નગરને જળમાર્ગે જહાજો જઇ શકતાં નથી. કેમકે જોગીદાસનાં વ્હાણ એની ચોકી કરતાં સમુદ્રમાં તરી રહ્યાં છે.]

એવે એક દિવસ જોગીદાસ વરતેજ ગામ માથે ત્રાટક્યા. વરતેજની બજાર લૂંટીને નાસી છૂટ્યા, અને ઠાકોર વજેસંગ નજીકમાં શિહોર ગામે જ હતા ત્યાં એને ખબર પડી. ઠાકોરને અંગે કાળી ઝાળ ઉપડી ગઇ.

"આજ તો કાં હું નહિ, ને કાં જોગીદાસ નહિ."
એવા સોગંદ લઇને ઠાકોર ઉભા થયા. હાથીએ ચડ્યા. સૈન્ય લઇને જોગીદાસને સગડે ચાલ્યા. ચારે દિશાએથી ઠાકોરની ફોજ બ્હારવટીયાના કેડા રૂંધવા લાગી. અને આજ તો લાંબ વાતે પણ જોગીદાસ હેમખેમે નહિ નીકળવા પામે એવી હાક આખા પ્રાંતમાં વાગી ઉઠી. મુંઝાએલ જોગીદાસ જે દિશામાં જાય છે તે દિશામાં પોતાના કાળદૂત ઉભેલા હોવાના સમાચાર સાંભળી પાછો વળે છે. ક્યાં જવું તે કાંઇ સૂઝતું નથી. અને પાછળ ઠાકોરની સવારીની ડમરીઓ આસમાનને ધૂંધળો બનાવતી આવે છે.

એવી હાલતમાં જોગીદાસ ભંડારીયા ગામને પાદર નીકળ્યા. જોગાન જોગે પાદરમાં જ એક પુરૂષ ઉભો છે. ઘોડો પાદરમાં ઉતરતાંની વાર જ બેય જણાએ અન્યોન્યને ઓળખી લીધા.

"ભીમ . પાંચાળીઆ રામરામ !"

"ઓહોહોહો ! મારો બાપ ! જોગીદાસ ખુમાણ ! .. અટલુ કહી, બે હાથનાં વારણાં લઇને ભીમ પાંચાળીઆ નામના ચારણે બહારવટીયાને બિરદાવ્યો –

કુંકે ટોપી ફેરવે, વાદી છંડે વાઇ
. નાવે કંડીએ નાગ ઝાંઝડ જોગીદાસીયો !

[ હે જોગીદાસ, વજેસંગ જેવો વાદી મોરલી બજાવીને બીજા ઘણા ઘણા રાજા રૂપી સર્પોને પોતાના કરંડીઆમાં પકડી પાડે છે. પરંતુ એક તું ફણીધર જ એની મોરલીના નાદ પર ન મોહાયો. તેં તો ફુંફાડા મારીને એ વાદીની ટોપી જ ઉડાડી નાખી. ]

"ભીમ પાંચાળીઆ ! આજ એ દુહો ખોટો પડે તેમ છે. આજ તમારો ઝાંઝડ જોગીદાસીઓ કરંડીએ પકડાઇ જાય તેમ છે. માટે રામ રામ ! રોકાઇએ એમ રહ્યું નથી."

દોટ કાઢીને ભીમ પાંચાળીઆએ જોગીદાસની ઘોડીની વાઘ ઝાલી લીધી. અને બોલ્યો "એમ તે કયાં જાઇશ બાપ ? તો ભંડારીયાને પાદર નીકળવું નો'તું. રોટલા ખાધા વિના જાઇશ તો તો ચારણને મરવું જ પડશે ને ?"

"હાં હાં, ભીમ પાંચાળીઆ, મેલી દ્યો. આજ તો ઉલટું રોટલા ખવરાવ્યે તમારે મરવું પડશે."

"પણ શું છે એવડું બધું ?"

"વાંસે ઠાકોર વજેસંગજી છે. ને ચોગરદમ અમારી દસ્યું રૂંધાઇ ગઇ છે. હમણાં ભેટયા સમજો."

"હવે ભેટયાં ભેટયાં મહારાજો ! જોગીદાસ શીરામણ કરીને નીકળી ન જાય ત્યાં સુધી ઠાકોર વજેસંગે ભંડારીઆને સીમાડે

ઉભા થઇ રહેવું પડે, મારા બાપ! મુંઝાઓછો શીદ? ઉતરો ઘોડેથી. ખાધા વિના હાલવા ન દઉં."

જોગીદાસ અચકાય છે.

"અરે બાપ! કહું છું કે તારૂં રૂંવાડું ય ખાંડું 'ન થાવા દઉં. એલા ઝટ આપણે ઓરડે ખબર દ્યો કે ઉભાં ઉભાં રોટલા શાક તૈયાર થઇ જાય, ને ભેંસુ દોવાઇ જાય. ત્યાં હું હમણાં મહારાજને સીમાડે રોકીને આવુ છુ."

જમવાની વરધી આપીને ચારણ ભંડારીઆને સીમાડે ઠાકોર વજેસંગજીની સામે ચાલ્યો. હાથીની રૂપેરી અંબાડી ઉપર રૂદ્ર સ્વરૂપે બેઠેલ મહારાજને છેટેથી વારણાં લઇને બિરદાવ્યા કે

> કડકે જમીનું પીઠ, વેમંડ પડ ધડકે વજા!
> નાળ્યું છલકે નુમીઠ, ધૂણાકે પેરંભના ધણી!

"ખમા ગંગાજળીયા ગોહેલને! બાપ અટાણે શીદ ભણી?"

"ભીમ પાંચાળીઆ, જોગીદાસની વાંસે નીકળ્યા છીએ."

"જોગીદાસ તો મારા ખોળામાં છે બાપા! તમે શીદ ...ડ કરો છો?

"ભીમ પાંચાળીઆ, આજ તો મેં પ્રતિજ્ઞા કરી છે કે કાં ... નહિ કાં જોગીદાસ નહિ."

"પણ બાપા! ત્રણ દિવસનો ભૂખ્યો જોગીદાસ અટાણે મેક ટંક મારે આંગણે બટકુંક શીરામણી સારૂં ઉતર્યો છે. હું ...થ જોડીને કહેવા આવ્યો છું કે કાં તો તમે ય શીરામણ કરવા હાલો, ને કાં જોગીદાસ શીરાવીને ચડી જાય ત્યાં સુધી ઘોડીક વાર આંહીં સીમાડે જ હાથી ઉપરથી ઉતરીને જરાક આંટા મારો."

"ભીમ પાંચાળીઆ! તમે મારા શત્રુને આશરો દીધો?"

"એમ ગણો તો એમ. પણ ઇ તો ગાએ રતન ગળ્યું કહેવાય ને બાપા! હું તો મા' છું. મારૂં પેટ ચીરવા કાંઇ હિન્દુનો દીકરો હાલશે? અને આ તો જોગીદાસ જેવો પરોણો. પરોણો શું

લદ્દર હેબટજી વારૂં રે ચડિયું બેલી
અસ્સી માછરડેજી માર, દેવોબા એતો
સુરૂભા વંકડા! ના છંડિયાં તલવાર,

[ હેબટ લદ્દરની ફોજ ચડી, ત્યારે માછરડાની ધાર પર ચડયા. ]

જોટો રફલ હણે છાતીએ ચાંપ્યો નાર
હેબટ લટર મું જે ઘા, દેવોબા એનો
સુરૂભા વંકડા! ના છંડિયાં તલવાર.

[ જોટાળી રાઇફલ છાતીએ ચડાવીને કહ્યું કે જોઇ લેજે હેબટ લદ્દર! મારો ઘા કેવો થાય છે. ]

ડાબે પડખે ભેરવ બોલે જુવાનો!
ધીંગાણેમેં લોહેજી ધમસાણ, દેવોબા એતા—સુરૂભા૦

[ ડાબી બાજુએ ભેરવ-પક્ષી બોલ્યું છે. માટે આજ તો ધીંગાણામાં લોહીના ધમસાણ બોલશે. આજ મરણ જેવા શકુન દેખાય છે. ]

ચારે જણા લહેરથી ગીત ગાવા લાગ્યા. ગાઇને ભૂખદુઃખ વિસરવા લાગ્યા.

ગાતો ગાતો મૂળુ ઝોકે ચડ્યો. નીંદરે ઘેરાણો. ચારે સાથીડાનાં પોપચાં પણ ભારી થવા લાગ્યાં. ભોજો એક જણ ચાડીકો હતો. એને બેસાડ્યો ઝાડ માથે અને પાંચેને નીંદરે ઢાળી દીધા. લાંઘણો, ઉજાગરા અને રઝળપાટ થકી લોથપોથ થયેલાં શરીરો ધસધસાટ નખાઈ ગયાં.

બંદૂક લઇને ઝાડ ઉપર બેઠેલ ચાડીકાને પણ ઝોલાં આવવા લાગ્યાં. બંદૂક પર ટેકો લઇને એ પણ જામી ગયો.

સીમમાં એક આદમી આંટા મારે છે. એણે આ સૂતેલા નરોને નિરખ્યા, ઓળખ્યા. બાજુમાં જ પોરબંદરની ફોજ પડી હતી તેને જઇ વાવડ દીધા.

ફોજનો દેકારો બોલ્યો ત્યારે બહારવટીયા જાગ્યા. મુળુને મીઠું સ્વપ્નું આવતું હતું. જાણે ગાયકવાડી સૂબા બાપુ મખારામ એને

એ હજાર કોરી આપી છે, ને પોતે એ પૈસા ખરચી પરણવા ગયો છે. પુલેકે ચડયો છે. રૂપાળી વાણેરાણી જાણે રાતને છઠ્ઠે પહોરે એનું કપાળ પપાળે છે.

એ મીઠું સોણું ભાગી ગયું. જાગે ત્યાં સામે મોત ઉભું છે

બહારવટીઓ ઉઠયો ગીસ્તની સન્મુખ પગલા માંડ્યા. બેરૂઓએ હાકલ દીધી.

"મુળુભા ! આમ આભપરા દીમના."

"ના ભાઇ, હવે તો રણછોડરાયજી દીમના !"

બહારવટીઓ ફોજની સન્મુખ ચાલ્યો વાર આવે તે પહેલા તો પાચે જણાએ ગામ બહારના એક ઘરનો ઓથ લીધો એ ઘર ઢેતું હતુ.

વારમાથી હાકલ પડી "તલવાર નાખી દે, જીવવુ હોય તો."

જવાબમા ઓરડામાથી બહારવટીયો ગહેકયો બેળા ચારે બેરૂએ સુર પુરાવ્યાઃ શૂરવીરોએ જાણે પોતાના મોત , વેળાની કમા પડી !

* ના છડીયાં તલવાર અસ્લાલા બેલી !
મરણેજો હકડી વાર ! દેવોભા ચેતો,
સુરૂભા વંકડા ! ના છડીયાં તલવાર.

---

* કીનકેઇડ આના ભાષાન્તરમા પાણું બહુ છુટ લે છે. એ લખે છે :

Here is a quatrain that was supposed to have been chanted as the storming party came up, and from its spirit, might have been sung on "the banks of the proud Eulotas —

"Hear the brothers Manik say
"Fame or death be ours to-day
"Captives we shall never be,
"Death may find, but find us free

"એ ભાઇ ! જીવવા સાટુ નોતા નીકળ્યા. અને પે ! આવી જાવ. મરદુંના ઘા જોવા હોય તો ઓરા આવો. આઘે ઉભા ઉભા કાં પડકારા કરો ?"

પાંચ જણા ખોરડામાં ગરી બેઠા હતા, પણ ફોજનાં પાંચસો જણમાંથી કોઇની છાતી નહોતી કે પડખે આવે. છેટેથી જ બંદૂકોનો તારોરો થયો.

પણ બંદૂકોની ઝીંકે ખોરડું પડ્યું નહિ. બહારવટીઆએ પણ સામો ગોળીઓથી જવાબ વાળ્યો.

"એવા સળગાવો ખોરડું !" ગીસ્તમાં ગોઠવણ થવા લાગી.

બંદૂકના ગજ સાથે દારૂની કોથળી ટીંગાડી. કોથળની સાથે લાંબી જામગરી બાંધી. જામગરી સળગાવીને ગજનો ઘા કર્યો ખોરડા ઉપર પડતાં જ દારૂને દા લાગ્યો. ઘડીકમા તો ખોરડાને મોટા મોટા ભડકાએ ઘેરી લીધું.

જ્યારે બહારવટીઆ ધુમાડે મુંઝાઇ ગયા, ત્યારે મુળુએ પોતાના ચારણ ભેરૂને સાદ દીધો : "નાગસી ભા ! તું ચારણ છો. માટે તું મારૂં માથું ઉતારી લે મારૂં મોત ગીસ્તને હાથે બગડવા મ દે. મારૂં માથું વાઢીને ફોજ લઇ જાશે અને મલકને દેખાડશે એથી તો ભલું કે તું દેવીપુતર વાઢી લે."

ચારણ ધ્રુજી ઉઠ્યો. મુળુભાનું માથું વાઢવાનું જોર એની છાતીમાં નહોતું. દડ ! દડ ! દડ ! ચારણનાં નેત્રોમાંથી નીર દડી પડ્યાં.

"બસ ! ચારણ ! મારૂં મોત બગાડવું જ ઠર્યું કે ? ઠીક. ત્યારે બેલી, ઉઘાડી નાખો બારણું."

પાંચે જણા બહાર નીકળ્યા. સામેથી ગોળીઓની ઝીંક બોલી : અને આંહી ઉલ્લા નાદ સંભળાણા:

"જે રણછોડ ! જે રણછોડ ! જે રણછોડ !"

ઇંદર લોકથી ઉતરીયું, રંભાઉં બોળે રૂપ
માણેક પરણે મૂળવો, જ્યાં ભેળા થીયા ભૂપ.

[ઇન્દ્રલોકથી રંભાઓ મહા રૂપ લઇને ઉતરી - જ્યાં ભૂપતિઓ ભેગા થયા છે અને નૃપ માણેક પરણે છે ત્યા-યુદ્ધક્ષેત્રમાં.]

નારીયું નત્ય રંડાય, નર કે દિ રંડાય નહિ,
ઓખો રંડાણો આજ, માણેક મરતે મૂળવો

[સ્ત્રીઓ તો રંડાય છે. પણ પુરૂષ કદિ રંડાતો નથી. છતાં આજ તો મૂળુ માણેક મરતાં ઓખો (ઓખામંડળ) કે જે પુરૂષવાચક છે, તે રાંડી પડયો. નિરાધાર બન્યો.]

ગોમતીએ ઘુંઘટ તાણીયા, રોયા રણછોડરાય!
મોતી હુતું તે રોળાઇ ગીયું, માણેક ડુંગરમાય

[ગોમતીજીએ લાજથી મ્હોં પર ઘૂમટો ઢાંકયો. રણછોડરાય પણ રડયા. કેમકે માણેક રૂપી મહામોંઘું મોતી ડુંગરમાં નાશ પામ્યું.]

## ઐતિહાસિક માહિતી

૧. વોટસન કૃત 'કાઠીઆવાડ સર્વ સંગ્રહ' : પાનું ૧૧૬-૧૧૭: ૩૧૩-૩૧૮: વોટસનનું વર્ણન ઉપરછલ્લું અને અમલદારશાહીની એકપક્ષી દૃષ્ટિથી જ લખાએલું છે.

૨. 'ઓખામંડળના વાઘેરોની માહિતી' : રચનાર-દ્દ. જ. મંકોડી તથા હ. જ. વ્યાસ, દ્વારકા, મૂળ રા. સા. ભગવાનલાલ સંપતરામે લખેલ ઇતિહાસ પરથી ઉતારેલું આ પુસ્તક ઇ. સ. ૧૮૮૫માં પ્રગટ થયેલું. એમાં સારી પેઠે, સમતોલ અને પ્રયત્નપૂર્વક એકઠી કરેલી માહિતી છે.--

૩. મારા વૃત્તાંતમાં મહત્વના પાત્ર રૂપે આવનાર રામજી શેઠના પૌત્ર રતનશી ભાઇ, કે જે આમાંની અમુક ઘટનાઓના ખુદ સાક્ષી છે, તે હજુ બેટમાં હૈયાત છે. જેધા માણેકની મહાનુભાવતા એણે નજરો-નજર દીઠી છે.

# જેસાજી વેજાજી

:: જુના સમયનું બહારવટું ::

[ આશરે ઇ.સ. ૧૩૫૭માં જુનાગઢની ગાદી ઉપર રા' ખેંગાર રાજ કરે : એને ભીમજી નામે એક કુંવર.

કુંવર ભીમજી વેરે પોતાની કન્યાના સગપણ માટે ઇડર રાજે શ્રીફળ મોકલેલું. ભીમજીએ પિતાને કહ્યું કે "બાપુ ! તમે પોતે જ વધાવો તો ?"

રા'ની નિદ્રા ભીમજીને બાસી ગઈ હશે.

રા' બોલ્યા : "ભાઇ ભીમજી ! તો પછી ઇડરનો બાહોજ કાંઇ ફટાયો રહી શકે ખરો ?"

ભીમજી : "ના બાપુ. નહિ જ. નવાં રાજમાતાને જો દીકરો જન્મે તો મારે રાજ ન ખપે. મારો કોલ છે બાપુ !"

રા ખેંગારજી પરણ્યા. પુત્ર થયો. એટલે પાટની કુંવર ભીમજી ૪૫૦-ગામડા લઇને સરવાની ગાદીએ ઉતર્યો.

કોઇ કહેછે કે ૪૫૦ નહિ, પણ ચાર ચોરાસી : એટલે ૧૩૬ : રા.સા. ભગવાનલાલ સંપતરામ લખે છે કે એક જ ચોરાસી.

ભીમજીના છત્રસંગજી ને સુરસંગજી થયા. છત્રસંગજીના તે સરવૈયા અને સુરસંગજીના તે ચુડાસમા :




આખી સરવૈયાવાડ આ બધાની. પણ રા' માંડળિકના સમયમાં જ-મલો ગરાસ જૂનાગઢે દબાવી દીધો તેથી બહારવટું મંડાએલું. ગગ-દાસજી રા'ની સામે બહારવટે હતા.

ઇ. સ. ૧૪૭૨-૭૩મા માંડળિકને મહમદ બેગડાએ પદભ્રષ્ટ કર્યો. મુસલમાનનું તખત મંડાયું. એટલે બહારવટીયાઓએ નવી સત્તા સામે મોરચા માંડયા. વીસ વરસ બહારવટું ચાલ્યું

લોળાગળ લાંકાળ, ગૂંજછ તું જોદળને ગઢે
(ત્યાં તો) સિંહળદિપ સોંડાળ કંપવા લાગે કવટાઉત!

[ હે પાતળી કમરવાળા, માંસના લોચા ગળનારા સાવજ ! હે કવાટજીના પુત્ર જેસાજી ! તું જ્યારે જુનાગઢને કિલ્લે જઇને ગર્જના કરે છે, ત્યારે પાદશાહ રૂપી સૂંઢાળો ગજરાજ કંપવા લાગે છે.]

૧

"કોઇ અન્નપાણીનું ક્ષુધાર્થી ? કોઇ ભૂખ્યું દુખ્યું ? હોય તો આવી જાજો ભાઇ ! પેલો ભાગ તમારો."

મધરાતે મસાણમાં બેઠેલા માણસે આ પ્રમાણે સાદ પાડ્યો, અને એ નિર્જન ભૂમિ એના ઘેરા અવાજથી કાંપી ઉઠી. નવરાતના દિવસો ચાલે છે.

અવાજ દેનાર આદમી રજપૂત છે. પડખે ઢાલ તલવાર ને ભાલો પડ્યાં છે. સામે એક તાજું મુડદું બળતું હોય તેવી ચિતા સળગે છે. ચિતામાં ભડકા નથી રહ્યા, પણ લાકડાંના મોટાં મોટાં ખોડસાંનો દેવતા ચારે બાજુ લાલ ચટક ઝાંય પાડતો, તાં ન ઓલાય તેવો આકરો, કોઇ અગ્નિકુંડ જેવો સળગી રહ્યો છે. રજપૂતનાં ત્રણે હથીઆર એ તેજમાં ચમકે છે. અને મસા-

સમાં પ્રેત બેઠું હોય તેવો દેખાતો એ ગરાસીઓ આગમાં એક ધીંગો ઘેટો શેકે છે.

શેકીને એણે હાથમાં જમૈયો લીધો, ઘેટાના ભડથામાંથી કટકો કાપ્યો, અને ઉંચે જોઇ હાકલ દીધી કે "કોઇ અન્ન પાણીનું ક્ષુધાર્થી! કોઇ ઉપવાસી!"

હાકલ પુરી થતાં જ પાછળથી, રજપૂતના ખંભા ઉપર ચડીને એક હાથ નીકળ્યો. પંજો પહોળો કરીને એ હાથ જાણે કે જમવાનું માગે છે કોઇ બોલતું નથી. રજપૂત ચિતા સામે મ્હોં રાખીને બોલ્યો : "આ લ્યો ભા! તમારે તો મોઢું દેખાડવામાં ય લાજ આવતી હશે! ઠીક! આરે મોઢું જોઇને કરવું છે ય શું? લ્યો ભા, થાવ હાલતા."

રજપૂતને પાછળ નજર ન કરવાની તો પ્રતિજ્ઞા છે. વાંસેથી આવીને કોણ હાથ લંબાવે છે એ જાણવાની એને જરૂર નથી. કોઇ ક્ષુધાર્થી હશે એટલું જ જાણવું બસ હતું. માંસનો પહેલો ટુકડો એણે એ ગેબી હાથની હથેળીમાં મૂકી દીધો. લઇને હાથ પાછો ચાલ્યો ગયો.

રજપૂત ઊભો ગયો જમૈયો પોતાના શરીર પર મેલ્યો ઝગડ! દઈને એણે પીંડી કાપી કાપીને લોહી નીતરતી એ હાથમાં મેલી ને જ્યાં બીજી પીંડી વધેરવા જાય છે ત્યાં મા! મા! એવો માકાર થયો અને કોણી સુધી હેમની ચુડીએ ખળકતો કંકુ-વરણો હાથ બહાર નીકળ્યો અને રજપૂતનું જમણ કાંડું ઝાલી લીધું બોલ્યા

"કોણ છો તું?"

"બાપ! હું શક્તિ!"

કહેતા જ દેવી સન્મુખ પધાર્યાં

"માડી! કાંડું કાં ઝાલો?"

"બાપગોન્દવે હાઉ! ધરાઈ રહી"

"રજપૂતનું પણ લેવું'તું મા?"

"પણ નો'તું લેવું પણની કસોટી લે'વીતી લે બોન, તું કોણ છો બાપ?"

"માડી! હું બારવટીઓ છું આરૂ માણસ તો આહીંઆ ક્યાંથી બેઠું હોય?"

"નામ?"

"જેસો"

"સાખે?"

"સરવૈયો"

"એકને પડયે છો?"

"ના, કાકાનો દીકરો વેજો જોયમાં છે અને મોટાબાપુ અજાસ ગુરૂપદે બેઠા છે"

"કોની સામે બેઠા છો?"

"પાદશા સામે જુનાગઢને અમદાવાદ, એયની સામે"

"શી બાબત?"

"અમારાં ૪૭૦ ગામ જુનાગઢે આંચકી લીધાં છે.

"બાળ બચ્ચાં ?"

"જગદમ્બા જાણે. એની સામું જોવાનો અમારો ધર્મ નથી. સાંભળ્યું છે કે નટના પખાંમાં છુપે વેશે રઝળે છે. જાણ થાય તો પાદશા છોકરાઓની હત્યા કરે."

"કેટલુંક થયાં નીકળ્યા છો ?"

"કાંઇ સાંભરતું નથી. મોટાબાપુને કાળા મોવાળા હતા તે ધોળા થઇ ગયા છે."

"બારવટે પાદશાને પોગાશે બચ્ચા ?"

"સારાં ઘોડાં મળે તો પોગાય માડી ! અમદાવાદ સુધીનો મુલક ધમરોળી નાખીએ."

"જેસાજી ! ઘોડાં કાર નહિ કરે. આ ગરના ડુંગરા અને ઉંડી નદીયુંમાં ઘોડાં ભાંગી જાશે જાવ બાપ ! સોમત નદીને કાંઠે તમને બે રોઝડાં મળશે. માથે પલાણીને હાંકયા કરજો. નદીયું આવશે ત્યાં ઠેકી જાશે. ને ડુંગરાના ગાળા ટપી જાશે. પહાડુંમાં હડીયાપાટી કરશો. જેસાજી ! તેં મને તારૂં અંગ અર્પણ કર્યું. તો મારૂં વરદાન સમજજે કે સતધરમ નહિ ચૂકો ત્યાં સુધી તમારો ધજાગરો હેમખેમ રે'શે."

કહીને શક્તિ અલોપ થઇ ગયાં.

## ૨

"ગઢવા ! જમવા મંડો ! કેમ થંભી ગયા ?"

પણ ગઢવો ખાતો નથી. ગામને પદર નટ લોકોના પંખા ઉતર્યા છે. સાંજ પડી ગઇ, દિવસ આથમ્યો એટલે શહેરના દરવાજા દેવાઇ ગયા, ને એક ચારણ મુસાફર બહાર રહી ગયો.

બે ત્રણ છોકરાં ચારણને પંપાના ઉતારામાં તેડી લાવ્યાં, બે બાઈઓ હતી તેણે રોટલા ઘડ્યા, ચારણને જમવા બેસાર્યો. પણ ચારણ થાળીમાં હાથ બોળતો નથી.

"ગઢવા ! વ્હેમાવ છો ?"

"તમે કેવાં છો મા ! મારી ચારણ દેહ છે, એટલે હું જરાક આંચકો ખાઉં છું."

"ગઢવા ! વન થાશો ? તો વાત કરીએ."

"માડી ! વન તો વાયે ય હલે : હું તો પાણો થાઉં છું : કહો જે કહેવું હોય તે : હું દેવીનું પેટ છું ઇ ભૂલશો મા."

"ત્યારે ગઢવા !

**પે પાલટીએ પાટ, પંડ પાલટીએ નહિ !**
**ઘર ઓળખીએ ઘાટ, જગતે જે જેસંગતણા.**

"ગઢવા ! વેળા બહુ ભુરી પડી છે. તેથી આ લુગડાં બદલાવ્યાં છે. પણ પંડ્ય નથી અભડાવ્યાં. અમે નટ નથી. અમે ગરાસીઆ છીએ. ગંગાજળિયા રા'નું કુળ છીએ. અમારા પુરુષોને માથે પાદશાહનો કોપ ભમે છે"

"કોણ જેસોજી વજોજી તો નહિ ?"

"એ જ. અમે એનાં ઘરનાં માણસો !"

"તમારી આવી દશા બોન્યું ! આ બારવટાં ? પંડ પર પૂરાં વસ્તર ન મળે ? ખાવાની આ રાબ છાશું ?"

"હોય બારોટ ! વેળા વેળાની છાંયડી છે. અને ચાર ચોરાશીયુંના મોડ પહેરનારા પુરુષો જ્યારે અનોધાં દુઃખ વેઠે છે, ત્યારે અમથી આટલાં તપ તો તપાય ને ! તરવાર લઇને જે દિ જોડે ધુમશું તે દિ' વળી વશેકાઇ વદશે. આજ તો આભને ઓથે છોરુડાંને ઉઝેરીએ છીએ ગઢવા !"

ચારણે વાળુ કર્યું. પ્રભાતે ચારણે રજા લીધી. કહેતો ગયો કે "માડી ! છઉં તો પાદશાહનો દસોંદી, પણ તમારા ઠાકોરને ન ઉગારું તો આ અનાજ કીડાને ખવરાવ્યું સમજજો !"

"હજાર હાથવાળો ઉગારશે ગઢવા! બાકી અમે તો ચૂડા ભાંગવા તૈયાર થઈને જ બેઠીયું છીએ. પણ અમારાં દુઃખને કારણે બારવટીયા પાદશાહને શરણે જાય, એ તો કદિ નહિ થાય."

"જેસોજી વેજોજી પાદશાહને શરણે જાય? હથીઆર મેલે? તો તો ગંગા અવળી વહે. અને રંગ છે તમને રજપુતાણીયું!" આમ રઝળાને પણ ધણીઓને પાનો ચડાવો છો! રંગ!

હજી સૂર ઝળહળે
 હજી સાબત ઈંદ્રાસણ!
હજી ગંગ ખળહળે
 હજી પરજળે હૂતાશણ!

છપ્પય બોલતાં બોલતાં ચારણના રૂંવાડાં બેઠાં થઈ ગયાં. અને એણે દુહો લલકાર્યો:

(જો) જેસો ને વેજો જાય ઓળે અસુરાણું તણે,
(તો તો) પે પાંડરૂં ન થાય કાળી ધેને કચ્છાઉત.

[જો જેસા વેજા જેવા અટંકી રજપુતો પાદશાહને શરણે જાય, તો સૃષ્ટિના નિયમ પલટી જાય: તો તો કાળા રંગની ગાયનું દૂધ પણ કાળું"

૩

વેજે વેઝળ કોટ શીરાગંધ ચણાવીયે,
મલેમલની ચોટ સાવઝ વાળી સોંડાઉત.

[સોંડાજી સરવૈયાના પુત્ર વેજાજીએ ચૂનાબંધ વેજલ કોટ ચણાવ્યો. પાદશાહની સામે સાવઝ સરીખો વેજોજી મલ્લની માફક દાવપેચ ખેલતો.]

હલબલ બીબરીયું કરે, પડ પડ મરે પઠાણ
વેજો નાખે વાણ્ય સાવઝવાળી સોંડાઉત."

[ત્યાં વેજોજી સાવજ સરખી ગર્જના કરે છે, ત્યાં તો ડરીને પઠાણો (પોતાના ઘોડા પરથી) પટકાઇ પટકાઇ મરે છે, ને એની સ્ત્રીઓ-બીબીઓ કલ્પાંત કરવા લાગે છે ]

જૂને હળ જૂતે નહિ, કે ઘાતીયા ઘડે
કાંધલ દે કંડે, મરડું લેવા સોંઢઉત

[ વેજાજીના ત્રાસથી જૂનાગઢની જમીનમાં હળો જતી શકતા નથી. આખી સોરઠ એને કબજે કરી લીધી છે ]

ગિરમાં ગરન નદીના કિનારા પર જુનાગઢની દિશામાંથી ઘોડા જેવાં બે મોટા રોઝડા વારંવાર આવીને ઉભાં રહેતા, અને પોતાની પીઠ પર બખ્તર સોતા અસવારોને લઇને બેખડો ટપી સામે કાંઠે જતા આજ પણ રાવલકાંઠે રોઝડાના અસવારો ઉભા છે પાદશાહી પઠાણોની ફોજે આજ બેય બહારવટીયાનો પીછો લીધો છે ઠેઠ જુનાગઢથી ફોજ તગડતી આવે છે

ઉપરકોટની અંદર પડીને આગલી રાતે એણે પાદશાહના સૂવાની મેડીમાં ખાતર દીધું મ્હોમાં તરવાર ઝાલીને ખીસકોલાની જેમ બેય ભાઇ ચડી ગયા ભોંડીની માફક સુંવાળા પગના મેલીને અંદર ચાલ્યા બે પલંગ દીઠા એક પર પાદશાહ બીજા ઉપર હુરમ પતંગીયા જેવો ચંચળ અને પટાનો સાધેલ નાનેરો ભાઇ વેજોજી તરવાર કાઢી ઠેકવા ગયો ત્યાં જેસાએ પીઠ ફેરવી વેજાએ પુછ્યું

"કેમ પારોઠ દીધી ભાઇ ?"

"પાદશાહની બીકથી નહિ, બાપ ! ધરમની બીકથી "

"શું છે ?"

"હુરમ બેગમના લૂગડા ખસી ગયા છે "

"કાંઇ વાંધો નહિ આપણે માજણ્યા ભાઇ જેવા શક્તિ સાક્ષી છે હો હું ઢાંકી આવું "

વેજોજી ગયો. પોતાની પાસે પાંભરી હતી તે હુરમને માથે ઓઢાડી દીધી.

"હવે ભાઇ! હવે કરું આ પાદશાહના કટકા? આવો રંગ આપણી તલવારને કે દિ ચડશે?" વેજો કાળનું સ્વરૂપ ધરી આંખોના ડોળા ઘુમાવે છે

જેસાજીએ મ્હોં મલકાવીને માકાર સૂચવતો હાથ ઉંચો કર્યો.

"કાં?"

"આ જેને પાંભરી ઓઢાડી એનો વિચાર કર છુ. મ્હોયેથી એને માની જણી બેન કહી દીધી. અને આપણે કોણ, વેજા? આપણે તો ગંગાજળ! પાંચાળીની એબ ઢાકનાર યદુનંદનના બાળકો!"

બોલવાનો સંચળ થયો. ને ઓછી નીંદરવાળી પઠાણજાદીની આંખોનાં પોપચાં, સરોવર માયલાં પોયણાં જેવાં ઉઘડ્યાં. "ઓ ખુદા!" એવી ચીસ એના ગળામાં જ રૂંધાઇ ગઇ.

વેજાજીએ ડોળા ફાડી નાક પર આંગળી મૂકી. હુરમ પાદશાહના પલંગ આડે ઉભી રહી.

"હટી જા બેન! તું બેન છો, બ્હીશ મા! તારો સતી ધરમ રજપૂતના હાથમાં હેમખેમ જાણજે. પણ આ અસૂરને તો આજ નહિ છોડીએ

"હું તમારી બેન! તમે મારા ભાઇઓ! કાપડું માગુ છું."

"માગ ઝટ!"

"મારો ખાવંદ. મારો પાદશાહ કાપડામાં આપો."

"પત્યું. વેજા! જોયાં આપણાં તગદીર! વળો પાછા. હવે તો પાદશાહ બેનને કાપડામાં રહ્યો."

બેય જણા ઉતરી ગયાં. દાંતમાં લીધેલી તલવારો ઝબૂકતી ગઇ.

શું થયું, તેની બ્હીક નહિ, પણ શું થાત તેની બ્હીક થર થર કાંપતી હુરમે ધણીને અંગુઠો મરડી જગાડ્યો. કહ્યું કે

"જેસો વેજો આપણા મહેનમાં !"

"હેં !" પાતશાહ હેબતાઇ ગયો "ક્યાં છે ?"

"ચાલ્યા ગયા"

"કેમ ?"

"પાદશાહનો જીવ મને ખોળે નાખી કાપડામાં દીધો"

પણ પછી તો પાદશાહની ઉંઘ જાતી રહી દિવાલો પર, દરવાજે, પલંગ પાસે, પવનના ઝપાટામાં તે ઝાડના ફરફરાટમાં એણે બહારવટીયા જ જોયા કર્યો

મોદળ ભે મરે નહિ, સુખે નો સુવાય,
મામદના હૈયામાંય, કૂદે હરણ્યું ફવદાઉત

[ મોદળ (જૂનાગ.)ને ભય નથી મરતો સુખથી સુવાતું નથી. અને મામદશા બાદશાહના હૈયામાં તો હરણાં જેમ કૂદકા મારતા હોય તેમ હૈયાના ફફડાટ થાય છે ]



૪

ચૈત્રની અંધારી રાતે, બેય બહારવટીઆ સોનરખ નદીને કાંઠે રોઝડા ઉપર અસવાર બની ઉભા છે મેંની ઝડીઓ વરસે છે તેથી માથે કૂચનીઓ ઓઢી લીધી છે ભાલાના ટેમ લીધા છે અને ઘણા ઘણા દિવસના થાક ઉજાગરાથી બેયની આંખો મળી ગઈ છે એ ઘડી બ ઘડીના ઝોલામાં પણ બેય જણા પોતાના ગરાસ પાછો સોંપાયાના મીઠાં સોણાં ભાળે છે જાણે બાર વરસની અરાધ્યે છૂટા બચ્ચાની બોળા થઇ, રજપૂતો હૈયોની માયામમતાભરી કોચલીઓ ખાલી કરે છે.

ત્યાં તો ઝબકી ગયા કાન ચમકયા અરણ્યમાં આઘે આઘેથી પોતાના નામનો મીઠપભર્યો, ઠપકાભર્યો લલકાર સાંભળ્યોઃ

પડ ધ્રુજે પ્રુથમા તણું, કડકે નોબત કોય,
જેસા સામું ન જોય, કાન ફુટયા કવટાઉત.

[ઓ જેસા ! આ પૃથ્વીના પડ ધ્રુજે છે નોબતો ગાજે છે છતાં હજુ કાં સામે નથી જોતો ? તારા કાન કાં ફુટી ગયા ?]

જેસા સામું જોય, ગડહડી નોબત ગુંજે
(પણ) કાળહુદી કોય, કૈફરી ગતિ કવટાઉત.

[ઓ જેસા ! સામે તો જો આ નોબત ગુંજે છે પરંતુ કાળની ગતિ બહુ કપરી છે ]

ગહ આયાં ગંભાળ (કાં) સાંભળ નૈ સરતાન
જેસા હજી ન જાગ કાન ફુટા કવટાઉ
નીંગરતાં નિશાણ, (કાં) સાંભળ નૈ સરતાનનાં
જેસા હજી ન જાણ, કાં કાન ફુટા કવટાઉત ?

[ઓ જેસા ! કવાટજના દીકરા ! આ સુલતાનના ડંકા નિશાન તારી પાછળ ગાજતા આવે છે તે હજુ ય કાં ન સાંભળ ? તારા કાન કાં ફુટી ગયા ?]

આઘે આઘેથી જાણે હવામાં ગળાઇને એવા ચેતવણીના સૂરો આવવા લાગ્યા

' ભાઇ વેજા ! કો'ક આપણને ચેતાવે છે કો'ક મંમસ્યા કરે છે ચારણ વિના બીજો હોય નહિ ભાગો ઝટ વેજલકા '

વરસાદમાં અંધારે રસ્તો ન ભાળતા, તરઓળ પડતા, નદી નાળાં ટપીને બહારવટીયા નાસી છૂટયા

કાળભર્યો પાદશાહ ફોજ લઇને દેરાવેલી જગ્યાએ આવે તો બહારવટીયા ગેબ થયા હતા પાદશાહ સમજી ગયો ફોજમાંથી એક માણસે અવાજ દઇને બહારવટીયાને ચેતાવેલા એની સામે પાદશાહની આંખ ફાટી ગઇ પણ,

"તેં ચેતાવ્યા ?"

"હા, પાતશાહ સલામત ! મેં ચેતાવ્યા. હું તારો *ચારણ છું. તુંને આજ ખોટ્ય બેસતી અટકાવવા માટે મેં ચેતાવ્યા, બાપ !"

"ફોજ પાછી વાળો. જાવા દ્યો બહારવટીયાને."

"એ પાદશાહ !" હસીને ચારણે હાકલ દીધી:

અયો ન ઉડળમાંય સરવૈયો સરતાનની
જેસો જોરે જાય, પાડ નહિ પતશાવરો !

[ સરવૈયો બહારવટીઓ સુલતાનની બાથમાં ન આવ્યો, અને એ તો પોતાના જોર વડે ચાલ્યો ગયો. એમાં પાદશાહ ! તારી કાંઈ મહેરબાની ન કહેવાય ]

"એમ ?" પાદશાહ નાખુશ થયા. "ફોજ ઉપાડીને બહારવટીઆને ગિરને ગાળે ગાળે ગોતો."

હુકમ થાતાં ફોજ ગિરમાં ઉતરી.

દળ આવે દળવા કજુ, હૌકરડ ભડ હૈયાં
(ત્યાં તો) ઝીંક ઝાલે ના કોમળ ઢાળુ કવટાઉત.

[ પઠાણોના દળ બહારવટીયાને દળી નાખવાને કાજે આવ્યાં. પણ ત્યાં તો એની કોમળ ઢાલો એ બાઇના ઝાટકાની ઝીંક ઝાલી શકી નહિ. ]

માર્ગે ધીંગાણાં મચાતાં આવે છે. પાંચ પાંચ પઠાણોને પછાડી પછાડી બે ભૂખ્યા તરસ્યા ને ભીંજાયના ભાઇઓ ભાગી છૂટે છે. એમ થાતાં આખરે રાતનકઠીં આવી ગયા.

ગિર વીંધીને ગરવ પડી છે. આભે અડવાની હોડ રમતી હોય તેવી એની ઉંચી ઉંચી ભેખો ચડી છે. ઉંચેરી ભેખડોને માથે પણ ક્યાંઇક ક્યાંઇક ડુંગર ઉભા છે. ભેખડોના પેટાળના

---

* કોઇ કહે છે કે એ ચારણનું નામ ભવાન સાઉ ને કોઇ કહે છે કે સાજણ બંગરો.

પાળો આદમી પણ ન વીંધી શકે એવી ઘોર ઝાડી ઉભી છે એ ઝાડીને ઝાળે ઝાળે સાવજ ડુકે છે. જેવા ડુંગરા, જેવી વનરાઇ, જેવા સાવઝ, તેવા જ ત્યાં વસે છે નેસવાસી રબારીઓ ને ચારણ આયરો. તેવી જ ચરે છે સાવઝશી ભેંસો આમ રાવલની ગોદમાં તો બધા બળીયા જ પાકે છે સાકુળાણી માતા જાણે કોઇ પૂર્વ જુગમાં શાપ લાગ્યાથી નદી બની ગઇ છે ઉતાળે શિયાળે અબોલ ચાલી જતી રાવલ આજ ચોમાસે ભાદરવાના ભરપૂર વરસાદમાં હાવીના ભુક્કા બોલાવે એવી મસ્તીમાં બેપૂર ચાલી જાય છે. પાણીની થપાટો ખાઇને બંને રાવલની ભેખો ગીડીયા કરે છે. દયા મયા એને સંસારમ કોઇની રહી નથી પ્રવાહમાંથી અવાજ ઉઠે છે કે માર માર માર માર માર! માર માર! બીજી વાત નહિ.

શક્તિઓ સમર્પેલ રોઝડાં સાંકડો ગાળો ગોતીને ટપી ગયાં સામે કાંઠે ઉતર્યાં પછી પાછા ફરીને બેય ભાઇ જુનાગઢી સેનાને સન્મુખ ઉભા રહ્યા. રાવલે ફોજને સામે કાંઠે જ રૂંધી રાખી હતી સંધ્યાની લાલપમાં રંગાતી આ બે મરણીયા ક્ષત્રિઓને મુખકાન્તિ નિહાળીને પહાણો પાણી કર્યા.

આંખે તમ્મર આવે એવો ઉંડો વોકળો સત્રનળો અને એ.. ઘેરડોશવી નદી એને કાંઠે કાંઠે નાનકડી સાંકડી કેડી છે. જાણુ-ભેદુ વિના બીજું કોઇ એને જાણતું નહિ. કેડીએ કેડીએ રોઝડાં હાંકીને બેય ભાઇ ટોચે પહોંચે છે ને ત્યાં ડેલીબંધ દરવાજે શેખાવા રજપૂતોની ચોકી વળોટી અંદર વેજલકોઠામાં જાય છે અંદર પહોળી જગ્યામાં દરબારગઢ બાંધેલો છે.

સત્રનળો, રાવલ અને ઘેરડોશવી ત્રણે નદીઓએ જાણે કે ચોપાસ આકડા ભીડીને વેજલ-કોઠાને વચમાં લઇ લીધો છે. ક્યાયથી શત્રુઓ ચડી શકે તેમ નથી ભેખડો ઉંચી આભ-અડતી અને સીધી દિવાલ સરખી છે. ગિર માતાએ જાણે બહારવટીયાને પોતાની ગોદમાં લેવા સારૂ આવી ઘંઘો જગ્યા સરજી હશે!

એક બુઢ્ઢા રજપૂત સામે આંગળી ચીંધીને જેસાજી બોલ્યા, "ભાઇ વેજા ! જોયા મોટા બાપુને ?"

"હા, ત્રીજી પેઢી સુધી એને માથે ય આ વીતક વીતવાં લખ્યાં હશે ને !"

"ઉઘાડે ડીલે બેસીને નીચેથી કાંઇક વીણે છે."

"અને વીણી વીણીને ખંભા ઉપર શું નાખે છે ?"

બે ય ચોરો મોટાબાપુની પડખે ગયા. ઉઘાડી પીઠ ઉપર માંસમાં મોટો ખાડો દીઠો. ને ખાડામાં કીડા ખદબદે છે.

"મોટા બાપુ ! પાઠાને કેમ છે ?"

"બાપ ! જીવાત પડી ગઇ. ઉપાડું છું ત્યાં તો ઉભરી ઉભરીને બહાર પડે છે."

"તે પાછા વીણો કાં ?"

"બાપ ! એને મરવા ન દેવાય. પાછા પાઠામાં મૂકું છું. એને એનું ઘર છંડાવાય કાંઇ ?"

"અરે મોટા બાપુ ! જીવાતને આમ જીવાડવી ? ફોલીને ખાઇ ન જાય !"

"પણ ભાઇ ! બહારવટાનો ધરમ તો જતિ ધરમ છે. જીવાતને મરવા ન દેવાય. એનાં જતન કરાય."

"તો તો ડીલને ફોલી ખાશે."

"તે સારુ તો આપણે રોજ પાઠામાં ગેર લોટનો પીંડો કરીને ભરીએ. જીવડાં લોટ ખાય ને કાયા બચી જાય: બે ય વાતે સગવડ."

દુઃખીયો ડોસો લ્હેરથી દાંત કાઢવા લાગ્યો.

પીળી ફરફરતી દાઢીના કાતરાવાળો મોટા બાપુ ગંગાજળ સંત સરખો દેખાતો હતો. બહારવટીયાના બાપનો એ સગો કાકો હતો. જુવાનીથી માંડીને આજ એંશી વર્ષ સુધી એ જુનાગઢ અમદાવાદની સામે ઝઝનો હતો. હવે બે ભત્રીજાના

દીકરાને તૈયાર કર્યા પછી પોતે થોડો થોડો વિસામો લેતો હતો. બહારવટાંના ઉચા ધર્મોની તાલીમ એણે બે ય ભાઈઓને પહેલેથી જ દીધી હતી.

"મોટા બાપુ !" જેસાએ કહ્યું: "હવે તો સાવ વિસામો જ લ્યો. આ પાડા સોતા અમારી સાથે કેટલાક આવી શકશો ? કયાંય લોટ મળ્યો, ન મળ્યો !"

"બાઇ ! વિસામો તે આ શરીર શી રીતે માણે ? મન અમદાવાદ–જુનાગઢના કોટ કાંગરા માથે ટેક દઇ રહ્યું છે. પણ શરીર મનના દોડમાં આંબતું નથી તેથી આંહી બેઠું બેઠું જાણે રૂવે રૂવે શૂળા પરોવાના હોય એવું આકળું બને છે.

" મોટાબાપુ ! હવે પ્રભુભજન ! –

" બાપ ! એકવાર અમદાવાદ શેરની બજારમાંથી સાચાં મોતીની માળા ઉપાડી આવું, છેલ્લીવાર પાદશાને જાસો દઇ આવું, પછી હાંઉ ! કાયમનો વિસામો. બીજે અવતાર કયાં બારવટું ખેડવા આવવું છે ! "

રાખમાં ભારેલા અગ્નિની માફક અંદરથી સળગતો ડોસો, ઉપરથી આવાં નિરાંતનાં વેણ બોલતો બોલતો પાડામાં લોટનો પીંડો ભરતો જાય છે, ને હેઠાં ઝરી જતાં જીવડાંને પાછાં ઉપાડી ખંભા નીચેના એ મોટા જખમમાં મૂકતો જાય છે. જીવડાં સુંવાળા સુંવાળા માંસના લોચામાં બટકાં ભરી રહ્યાં છે, પણ મોટાબાપુના મ્હોંમાં સીસકારો ય નથી. આ દેખાવ જોઇ બારવટીયાનાં કલેજાંમાં જાણે શારડી ફરે છે.

ભર જેજે ભાલાળા તણે ધાધુ બે ધમસાણ
અમદાવાદ અહરાણુ, કાણું માંડે કલદાઉત!

[ભાલાવાળા બહારવટીયા જ્યારે અમદાવાદમા જઈને ધમસાણ ચાવે છે ત્યારે ત્યારે મુસલમાનોને ઘેર કળ્પો-કલ્પાંત મડાય છે ]

આવે ઘર અહરોતણા જેસંગ વાહળાં જાણ,
(આ તો) ખોદે લઇ ખરસાણ કબરું નવીયું કલદાઉત!

[જ્યારે જેસાજીની ફોજ મુસલમાનોના ઘર ઉપર આવે છે, ત્યારે ારસાણોને નવી કબરો ખોદવી પડે છે ]

તેં માર્યાં મામદ તણા, ત્રફસેં ઉપર ત્રીસ
(ત્યાં તો) વધીયુ વીઘા વીસ, કબરસ્તાનું કલદા.ત!

[ઓ કલાદજીના પુત્ર! તે મામદશા બાદશાહના ત્રણસો ને ત્રીસ પઠાણો માર્યા, તેથી શહેરનુ કબ્રસ્તાન વીસ વીઘા વધારવુ પડ્યુ.]

*

અમદાવાદ શહેરની હીરામોતીની બજારમા એક હાટ ઉપર ગગદાસ ડોસા બેઠા છે ઘોડાની વાઘ પોતાના હાથમા જ છે હાથ, તલવાર ને ભાલો પોતપોતાના ઠેકાણાસર જ છે

પારખી પારખીને ડોસાએ મોતી સાટવ્યા

*મોતીનો ગભ્ભો શેઠે એના હાથમાં દીધો* રતનસા સુદ્ધો રજપૂત છલંગ મારી ઘોડાની પીઠ પર પહોંચ્યો ઝવેરી બેબાકળો બનીને દોડ્યો અને ખોકારા દીધા કે "અરે દરબાર! મોતીના આંકડો ચૂકવતા જાવ!"

"આંકડો ચૂકવશે મામદશા બાદશા ! કહેજે કે કાકો ગંગદાસ મોતી સાટવી ગયા છે, અને જો નહિ ચૂકવે તો હું એનો મોં'સૂ ફાડીશ."

એટલું કહીને ડોસાએ હરણની ફાળે ફાળ ભરવાનો હેવાયો ઘોડો ઠેકાવ્યો અને વેપારીઓની બૂમરાણ વચ્ચે કેડી કરતો, ઉભી બજાર ચીરીને છુટો નીકળી ગયો. માર્ગે આડા ફર્યા તેમાંના કૈંક પઠાણ પહેરગીરોના માથાં તલવારે રોડવતો રોડવતો ડોસો જાણે ગેડીદડાની રમત રમતો ગયો

કોપાયલા પાદશાહનાં પાણીપંથા ઉંટ અને ઘોડા બહારવટીયાની પાછળ ચડયા. કેડે કેડા ૩ ધાઇ ગયા. કૈંક ગાઉની મઝલ કપાઇ ગઇ. પણ પાછળ ફોજના ઘોડાની પડઘી ગાજતી અટકતી નથી અને ગંગદાસનો ઘોડો ધીરો પડવા લાગ્યો.

"મોટા બાપુ ! કેમ ઢીલપ વરતાય છે ?" જેગો પુછે છે

"કાંઇ નહિ બાપ, ઇ તો ગઢપણનું. લ્યો હાંકો !" વળી થોડીવાર હાંકયા પછી ધીરા પડે છે.

"મોટા બાપુ ! ખરૂં કહો, શું થાય છે ?"

"બાપ ! પાંસમાં જીવાત્યની વેદના ખમાતી નથી."

"કાં ! લોટ નથી ભર્યો !"

"ભર્યો'તો પણ ઘણા પહોર વીત્યા જીવાત્ય ભૂખી થઇ હશે."

"શું કરશું ?"

"કણી અફીણ હશે ? તો ટીલને ટેકો થાય ને પીડા વિસરાય."

ત્રણેમાથી કોઇના ખડીયામાં કણી અફીણ નથી નીકળ્યું. ઘોડા પૂર પાટીએ લીધે જાય છે. ઉભું તો રહેવાય તેમ નથી. એમાં જેસાજીને ઓચાણ આવ્યું.

કાળી ને જરાક પચળેળી જમીન આવી ત્યારે ભોમાં ભાલો ખુતાડીને એણે ઉંચો લઇ લીધો. ભાલાને કાળો ગારો ચોંટી ગયો હતો તે ઉખેડી, જેસાજીએ અફીણ જેવી ગોળી વાળી.

"હો મોટા બાપુ અફીણ! ઠાકરની દયાથી મારા માથા-પાથી આટલું જડી આવ્યું."

અફીણ જાણીને ગંગદાસજી આરોગી ગયા વેદના થોડી વાર વિસારે પડી ફરી ટચાર થઇને ઘોડો દોટાવ્યો પણ વેદના સહેવાતી નથી. પાટામા ખદબદતી જીવાત શરીરની કાચી માટીમાં ઉંડી ને ઉંડી ઉતરતી જાય છે

ગંગદાસજીએ ઘોડો ઉભો રાખ્યો, નીચે ઉતરીને ધરતી ઉપર બેસી ગયા, અને દીકરાઓને સાદ દીધો:

"જેસા વેજા! બાપ, બેમાથી એક જણો ઝટ મારૂં માથું વાઢી લ્યો. પછી માથું લઇને ભાગી નીકળો."

"અરે મોટા બાપુ! આ શું બોલો છો?"

"હા બાપ! હવે મારાથી ડગલું યે દેવાય તેમ નથી રહ્યું. હવે તો આ દેહ આટી જ રાત રહેશે હમણાં જ દુશ્મનો આવી જાશે. પણ જો અહરાણુ મારૂં માથું કાપશે તો હું અસુર ગતિ પામીશ માટે મારી સદ્‌ગતિ સારૂ થઇને તમે માથું વાઢી લ્યો વાર કરો મા વાસે ઘોડાના ડાબા વગડે છે"

જેમાજી થંભી ગયો ગોત્રગરદનનું મહાપાપ એની નજર આગળ ઉભુ થયું. એ બોલ્યો "ભાઇ વેજા! મારો હાથ તો ભાગી ગયો છે તારી હિમ્મત હોય તો વાઢી લે"

"વાઢી લે મારા દીકરા!" ગંગદાસ બોલ્યો. "પાપ નહિ થાય, પુણ્ય થાશે"

ઘડીને માટે વેજો પરશુરામ જેવો બન્યો આંખો મીંચીને એણે ઘા કર્યો મોટા બાપુનું રેશમ જેવું સુવાળું માથું પાવરામા નાખીને ભાઇઓએ ઘોડા દોટાવી મૂક્યા માર્ગે ઝડવા ને પંખીડાં

ચે જાણે ડળોગતાં જાય છે કે અરે વેજા ! ગોત્રગરદન ! ગોત્રગરદન ! ગોત્રગરદન !

બહારવટીયા ઘણું ઘૂમ્યા પાદશાહી ફોજ માર્ગે ગગ દાસની લાશ ઉપર રોકાઇ ગઇ લાગી. ઓચીંતુ જેસાજીને ઓસાણ આવ્યુ.

"ભાઇ વેજા ! પાદશાહના માણસો મોટાબાપુના ધડને શું કરશે ?"

"દેન પાડશે."

"પણ ચેહમા માથા વગરનું ધડ બળે તો તો ગજબ થાય. મોટાબાપુ અસર ગતિએ જાય."

"તો તો આ ગોત્રગરદન કરી એળે જાય ! શું કરશુ ?"

"હાલો પાછા ! ચિતામાં માથું હોમ્યે જ છૂટકો છે."

બહારવટીયા પાછા આવ્યા. મરણીયા થઇને ફોજ સોંઘે પડ્યા. ભાલાની અણીએ ચડાવેલુ માથું ચ્હેમા હોમી દઇને અલોપ થયા.

૭.

જેસાના મારેલ જોય, હોદા કેક ખાલી હુવા
રહીયું બીબીયું રોય, કેકહુંદી કચટાઉત !

[કેટલા યે અમીરોને જેસાએ મારી નાખ્યા, તેથી કેટલા યે હાથીની અંબાડીઓ ખાલી પડી કેટલા યે મુસલમાનોની બીબીઓ રોતી રહી]

જેસાના જખમેલ જ્યાં ત્યાં ખબરૂં જાય,
(ત્યા તો) મામદના હૈયા માંય, ફૂટે હરણાં કચટાઉત !

[જેસાજીને હાથે અમુક માણસો જખમી થયા, એવી ચોમેરથી ખબરો આવે છે, એ સાંભળીને મામદશા પાદશાહના હૈયામા હરણાં ફૂટી રહ્યા હોય એવી વ્યાકુળતા ચાલે છે.]

ફેર બગતર નર ફોડય, પાખર અસ વીંધી પૃથી
નડીયું સેંસ લલાટ ટૂંટ તાહળું કવટાઉત.

[ઓ કવાટજીના કુંવર ! તારા ભાલા કેવા જોરથી ભોંકાયાં ! યવન યોદ્ધાઓના મસ્તક પર ઝીંકાતા એ ભાલાએ માથાના ટોપ વીંધ્યા, બખ્તર વીંધ્યા, પુરૂષ વીંધ્યો, ઘોડાનું પલાણ વીંધ્યું, ને જાણે કે ધરતી વીંધીને એ ભાલો શેષનાગના લલાટ પર અડક્યો.]

મારી દળ મામદ તણા, ખુટવીયા ખાગે
જેસા લોબાન જે મોંઘો મો ઘેં કવટાઉત!

[ઓ જેસાજી! તેં મામદશાના સૈન્યમાંથી એટલા બધા મુસલમાનોને મારી નાખ્યા છે કે એ બધાની કબર પર રોજ ધૂપ કરવાના લોબાનની માગ વધી પડવાથી લોબાન મોંઘો થઇ ગયો છે.]

* -

"વણારશી શેઠ! થોડીક વાર આ ડગલો પેરી લ્યો. આજ તમે અમારા મેમાન છો. તમને ટાઢ્યું નો વાય, માટે આ ડગલો પેરી લ્યો"

જંગલમાં બાન પકડાયેલા, જુનાગઢવાળા વણારશી શેઠે કડકડતી ટાઢમાં બહારવટીયાનો ડગલો પહેર્યો. થોડીવાર થઇ ત્યાં શેઠનું સુંવાળું શરીર સળવળવા લાગ્યું. ગુલાબી ચામડી ઉપર ચાઠા ઉઠ્યા. શેઠ ડગલો કાઢવા લાગ્યા. પણ તુર્ત જ બહારવટીયાએ એને અટકાવ્યો:

"ના શેઠ, ડગલો એમ ન કઢાય. એ તો હવે જ્યારે તમારી ચિઠ્ઠી જુનેગઢ નેકાણી પાસેથી મીકરાઇને આવશે ને, ત્યારે જ ડગલો તમારા ડીલ માથેથી ઉતરશે."

"બાપા સાહેબ! પણ આમાં મારું શરીર વીંખાઇ જાય છે. રૂવે રૂવે આગ હાલી છે"

"શેઠ, અમે ડગલામાં કાંઇ એક વીંછી થોડા ભર્યા હશે?"

"પણ બાપુ! એ જેસાજી બાપુ! મને વેદના બહુ થાય છે."

"અરે વાણીયા! એમાં બીજું કાંઇ નથી. અમારા ટોલા છે. અમારા ચાંચડ માકડ છે. ભાઇ! અમે તો રોજ આ ડગલા પેરીએ છીએ. પણ ટોલા બાપડા હવે તો અમારાં ડીલમાં લોહી વિના શું પીવે? આજ ટોલાને ઠીક તમારૂં મીઠું લોહી મળ્યું!

"એ બાપા! આ તો ગજબ! નથી રેવાતું."

"ફકર રાખો મા શેઠ. શેર અધશેર લોહીમાં કાંઇ મરી નહિ જાઓ. તમને અમારે બરછીએ નથી વીંધવા. તમને વાણીયાને અમે વાઢીએ કાપીએ નહિ. પ્રાહક લોહી ભાળીને તમને ઉનત્ય આવે. ઇ કરતાં આ ટોલા ભલા તમને ય પુણ્ય થાય ને અમને ય એક દિ' પાશેર લોહીનો બચાવ થાય."

"પણ મારાથી આ નથી સહેવાતું. મને મોકળો રહેવા દો. તમે રાખશો એટલા દિ' આંહીં રહીશ."

"ભાઇ વેજા!" જેસો બોલ્યો, "શેઠને હવે સંતાપ મા. ઉતારી લે ડગલો."

ડગલો ઉતારતાં જ વાણીઆએ 'હાશ' ઉચ્ચાર્યું. શરીર પર જીવાતના ચટકાનું ચિત્રામણ થઇ ગયું છે.

"વણારશી શેઠ!" બહારવટીયો બોલ્યો: "આ ડગલો અમે રોજ પહેરીએ છીએ. અમારા દુઃખનો કાંઇ ખ્યાલ આવે છે!"

"શા સારૂ ટોલા સાચવો છો બાપુ!"

"તમારા ઓલા ધોળાં પીળાં લુગડાંવાળા પૂજ શા સારૂ ટોલા સાચવે છે? જાણતા નથી?"

"એનાથી તો જીવ ન મરાય. એ તો સાધુ કહેવાય. જીવ દયા પાળવાનાં એનાં વ્રત લેખાય."

"ત્યારે શેઠ, અમારે ગે બહારવટાંનાં વ્રત હોય છે. અમે બહારવટીયા પણ અરધા જતિ. અમારાથી અંગ માથેની જીવાત ન મરાય. નીચી પડી જાયને, તોય ઉપાડીને પાછી લુગડામાં મેલવી જોવે. નવાય નહિ. ધોવાય નહિ આજ અઢાર વીસ વરસથી અમારા આવા હાલ છે.

ડોશો વણિક વિચારે ચડી ગયો. થોડી વાર રહીને મ્હોં મલકાવી બોલ્યો "બાપુ! જૂ લીંખને જાળવોછો ત્યારે વેપારી વાણીઆને બાન પકડી નાણાં કાં છોડાવો? આટલી બધી હત્યા કાં કરો? ખેડૂના ખેતર કાં ઉજ્જડ કરો? એમાં એમાં દયા નહિ?"

"ના, તમ પર દયા ન હોય શેની હોય? તમારા તો માથા વાઢીને ગિરને ગાળે ગાળે એના તોરણ બાંધવા જોવે"

"કાં બાપુ?" શેઠની રોમરાઇ થરેરી ઉઠી

"કાં? પૂછોછો? લાજતા નથી? જે પાદશાહ અમારે માથે માછલાં ધોવે, એને તમે સનામું કરો? વેરા ભરો? એ અધરમીને ખેડુતો ગામી કામીને ખોબા પૂરે? એનું રાજ તમે આંહી નભાવો? એક તો પરદેશી ને વળી અધરમી! તમે એના કૂતરા બનીને પગ ચાટો, અમારા માથે જુલમ ગુજારવાની બધી જોગવાઇ કરી આપો, અને અમારે તમને જાવા દેવા એમ ને?"

બહારવટીયાને બોલે બોલે જાણે ગિરના ડુંગરા સાદ પૂરાવી રહ્યા છે પંખીડાં ઝાડના ઉપર બેઠાં બેઠાં અંગ સંકોડીને લપાઇ ગયા. બહારવટીયો ફરી બોલ્યો

"કસબથી તો આ ટોના ને ચાચડ માકડ ભલા! પાદશાહને પૈસા ય નથી દેતા સનામું ય નથી ભરતા અમારા ડીલ ઉપર એને ઇશ્વરે અવતાર દીધો, એટલે બાપડા ક્યાં જાય? પાસેર લોહી પીને પડ્યા રહે છે એને અમે કેમ મારીએ? મારીએ તો તમને જ"

વાતો થાય છે ત્યાં ઓચીંતો ગળ ગાજ્યો રાતોચોળ મોઢો દેખાણો ભાલો ઉપાડીને ઠેક દેતો પચકેશાળો સાંઢ વેજો ડુંગરાની ટોચે ગયો

"મોટાભાઇ!" વેજાએ કહ્યું 'એક બાઇ માણસ ઉતર્યું દેખાય છે હારે પાંચ આદમી લાગે છે"

"હથીઆરબંધ?"

"ના, માથા ઉપર અક્કેક કોથળી મેલી છે. મજૂર જેવા હાલ્યા આવે છે."

"વેજા! બાપ, સામો જા. જે કોઇ બેન હોય એને સાચવીને તેડી લાવ. વગડામાં જનાવરનો ભો છે."

થોડીવારે વેજોજી એક બાઇને અને પાંચ કોથળીવાળા મજૂરોને તેડી ભોંયરે આવ્યો. બાઇને જોતાં જ વણારશી શેઠની મુખમુદ્રા, દીવેલ પૂરાતાં જેમ ઠાકરની આરતી ઝળેળી ઉઠે, તેમ ચમકી ઉઠી. આવનાર સ્ત્રીએ નીચું નિહાળી સાડલાનો છેડો સરખો કર્યો.

બહારવટીયા સમજી ગયા. પાંચે થેલી બહારવટીયાની સન્મુખ મૂકાવીને એ સ્ત્રી આગળ વધી. ગરવી, ગોરી, પેટે અવતાર લેવાનું મન થાય તેવી એ બાઇએ જાજરમાન અવાજે પુછ્યું "ભાઇ; તમે જ જેસાજી વેજાજી?"

"હા બાઇ! અમે પોતે જ."

"હો તમારાં દુઃખડાં લઉં." આગળ વધીને બેય બહારવટીયાનાં નીચાં નમેલ માથાંને વાણીઆણે વારણાં લીધાં.

"તમે કોણ છો બા!" બહારવટીઆએ પુછ્યું

"હું તમારી બેન છું વીરા! ને આ તમારા કેદીનો તમે દંડ કર્યો છે, એ દંડની કોરીઓ લઇને ચુકવવા આવી છું."

બહારવટીયા અજાયબ બન્યા: "આ શેઠ તમારે શું થાય બેન?"

"મારા માથાના મુગટ. તમે એને જીવતા રાખ્યા, એથી હું તમારાં બાળ બચ્ચાંને આશિષ દઉં છું કે ઇશ્વર એના અખંડ ચૂડા રાખે."

"અખંડ ચૂડા!" બહારવટીયા હસી પડયા. "બાર વરસથી તો બેન, રજપૂતાણીયુંના ચુડા વગર ખંડયે ખંડેલા જ છે. હવે અખંડ ચૂડાના કોડ રજપૂતાણીયુંને નહિ રહ્યા હોય."

સાંભળીને સહુ અબોલ બની ગયા.

જેસાજી બોલ્યા "બોન ! હવે તમે આ ડુંગરમાંથી પધારો વણારશી શેઠ ! હવે તમે છૂટા છો અને આ થેલીયું પણ પાછી લઈ જાઓ."

"કેમ બાપુ !"

"અમારી બોનને કાપડામાં પાછી આપીએ છીએ"

બાઈ બોલી "ના બાપુ ! તમે રાખો તમારે જોવે"

"અમારે નહિ જોવે બોન ! અમારે રૂપાના ખુમચામાં નથી જમવું પરંતુ અમારે પાદશાહને પકવાન પિરસીને ક્યાં જમાડવો છે ? તમે પાછું લઈ જાવ અમારે તો તારી એક કોરી પણ અગનજ છે બોન !"

વણારશીએ બહારવટીયાના પગની રજ લીધી હાથ જોડીને કહ્યું "બાપુ ! હું તો વાણીઓ સ્વાર્થમાં બુડબુડો છું પણ તમારા બહારવટાનો અંત આણવા માટે મારાથી બનશે એટલું કરીશ"

"ભાઈ ! વીરા !" શેઠાણી બોલી "જુનેગઢ આવો ત્યારે બોનની ગાર લેજો હો ? અને સાત પાદશાહની પાદશાહી વચ્ચે પણ મારું ખોરડું માના પેટ સમું માનજો. તમે મને નવો અવતાર દીધો છે હું કયે ભવ ઈ કરજ ઉતારીશ ?"

"રૂડું છે તુંને બોન !"



૮

બેય બહારવટીયા ઘોડેસવાર બનીને ગીરમાં ચાલ્યા જાય છે દિવસ આથમી ગયો છે ને અંધારાં ઘેરાય છે એ વિકરાળ ઝાડીમાં કોઈ માનવી કે કાળો કાગડો દેખાતા નથી જુવાનો ભૂખથી ને મુસાફરીથી થાકી લોથપોથ થઈ ગયા છે

ઘાટા જંગલમાં રસ્તાની એક બાજુએથી માદણામાં બેઠેલી એક ભેંસ ઉભી થઇ, અને ચાલવા લાગી

જુવાનો જોઇ રહ્યા કે આંહી ભેંસ ક્યાંથી?

વેજો બોલ્યો કે "ભાઇ, આજ તો આ ભેંસના દૂધનું જ વાળુ કરવું છે"

"બહુ સારૂં!"

અંધારે અંધારે ભેંસનું પૂછડું પકડીને અસવારો ચાલવા લાગ્યા. થોડીક વારે ઉજ્જડ વગડામાં રૂપાળો દરબારગઢ દેખાણો. ને ભેંસ એ ગઢની ડેલીમાં ચાલી ગઇ

અસવારોએ પણ ડેલીમાં જઇ ઘોડાની રકાબ ઝાલી ઉતરીને ચોપાટમાં બેસી ગઢ મોટો, પણ પ્રમાણમાં કાંઇ બોલાચાલ સંભળાતી નથી કોઇ દરબાન પણ હાજર નથી

ઘડીક થયું ત્યાં એક સફેદ વસ્ત્રોવાળો ખૂબસુરત જુવાન આવીને ઉભો રહ્યો મુંગો મુંગો બથ ભરીને એ મહેમાનો સાથે ભેટ્યો જઇને ઘોડારમાં બેય ઘોડા બાંધી આવ્યો

વાળુની વેળા થઇ જુવાને ઓરડામાં ગાલીચા પથરાવીને બેય પરોણાને જમવા બેસાર્યાં રૂપ જેનાં સમાતાં નથી એવી એક સ્ત્રીએ આવીને શાક રોટલા ને દૂધ પીરસ્યાં ગતે ઓસરીમાં મહેમાનો માટે ઢોલીયા ઢળાણા કોઇ કોઇની સાથે કાંઇ વાતચીત કર્યાં વિના સહુ સૂતા ગયા

મુસાફરો તો અજાયબીમાં પડ્યા છે આંહી અંતરીયાળ આ દરબારગઢ કોણે બંધાવ્યો? આવડા મોટા ગઢમાં આ બે જ સ્ત્રીપુરૂષ શી રીતે રહેતાં હશે? બોલતાં ચાલતાં કેમ નથી? આવાં રૂપાળાં બે મોઢા ઉપર દુ:ખની પીળાશ શા માટે?

ત્યાં તો અંદરના ઓરડામાં સુતેલો એ પુરૂષ કણકતો હોય એવું સંભળાણું કોઇ ભારી કારમી વેદના થાતી હોય એવી રીતે કણકી રહ્યો છે આખી રાત કણક્યા જ કરે છે ઝંપ લેતો જ નથી

મુસાફરો ચોંકીને સાંભળતા જ રહ્યા. બેમાંથી એકેયને ઉંઘ આવી જ નહિ. વિચારમાં પડી ગયા. ભળકડા ટાણે ઓરડામાં કણકારા બંધ પડ્યા તે વખતે મુસાફરોની આંખો પણ મળી ગઈ.

સવારે તડકા સારી પેઠે ચડી ગયા ત્યારે અને મુસાફરોની આંખ ઉઘડી. નજર કરે તો ન મળે દરબારગઢ ! કે ન મળે ડેલીઆ ! બેય જણા ધરતી ઉપર પડેલા, ને બેય ઘોડાં બોરડીનાં ઝાળાં સાથે બાંધેલાં : માથે વડલો છે, ને પડખે ઉંચી ભેખડો વચ્ચે ધોળે દિવસે યે બ્હીવરાવે તેવા અવાજ કરતી ધાંતરવડી નદી ચાલી જાય છે.

તાજ્જુબ થઈને બેય બહારવટીયા ચાલી તો નીકળ્યા છે. એનાં કલેજાં પણ થડક થડક થાય છે, પણ સાંજ પડી ત્યાં બેમાંથી વેજો બોલ્યોઃ

"ભાઈ! એ ગમે તે હોય, પણ આપણે એનો રોટલો ખાધો : ને હવે શું એનું દુઃખ મટાડયા વિના ભાગી જશું ?"

"સાચુ ! ન જવાય. આજ પાછા પહોંચીને પતો મેળવીએ."

રાત પડતાં પાછા એ જ ઠેકાણે જઈ બન્ને ભાઈ ઉભા રહ્યા : એજ દરબારગઢઃ એ જ ચોપાટઃ એ જ જુવાન એ જ રાંધીને પીરસનાર રંભાઃ એની એ જ પથારી !

વાળુ કરીને ઉભા થયા એટલે બેય મુસાફરો એ જુવાનની આડા ફરીને ઉભા રહ્યા, અને પૂછ્યું "બોલો, કોણ છો તમે ? ને આખી રાત કણકયા છો કેમ ?"

"તમને એ જાણીને શો ફાયદો છે."

"અમે રજપૂતો છીએ. જેનો રોટલો જમ્યા એનું દુઃખ ટાળીએ નહિ તો મરવું પડે"

"જુવાનો !" ભાલા જેવી તીખી નજર નોંધીને ધણધણી બોલ્યો. "જુવાનો ! ડરશો નહિ ને ?"

"ડર્યા હોત તો પાછા શીદ આવત ?"

છાતી ચીરી નાખે તેવો ભયંકર સ્વર કાઢીને જુવાન બોલ્યો. અંદરથી આંતરડા કપાતાં હોય એવી વેદનાભરી વાણીમાં બોલ્યો કે "જુવાનો ! હું માંગડો વાળો !"

"માંગડો વાળો ! ! !"

મુસાફરોના મ્હોમાંથી ચીસ નીકળી ગઇ.

"હા, હું ધાંતરવડીનો ધણી માંગડો : કમોતે મુવો. ભૂત સરજ્યો છું. વણિક-પુત્રી પદમાને લઇને આંહી એનાં લોહી ચૂસતો પડ્યો છું. તે દિ' ચાવડા આયલની બરછી ખાઇને હું પડ્યો. એ બરછીની કરચ મારી છાતીના હાડકામાં વીંધાઇને ભાંગી ગઇ. હજી એ હાડકું ને એ બરછીની કરચ આ વડલાની વાડયમાં ફસાઇને પડ્યા છે. એ બરછીની કરચ મારી છાતીમાં દિવસ ને રાત ખટકે છે તેથી કણકું છું ભાઇ !"

"એનો ઇલાજ શો ?"

"તમારાથી બને તો તમે હાડકું ગોતીને બરછીની કરચ કાઢો, ને મારાં હાડકાં દામા કુંડમાં પહોંચતાં કરો. નીકર આ વાસના-દેહ ટકશે ત્યાં સુધી હું એ ખટકા ખમ્યા જ કરીશ."

એટલું બોલીને ઓહ ! ઓહ ! કરતો જુવાન ઓરડામાં ગયો. બારણાં બંધ થયાં. મુસાફરો સુતા. સવારે એની એ દશા દેખી.

વાડયના થડમાં ખોદાણ કામ કરીને ભૂતે કહેલું હાડકું ગોતી કાઢ્યું. બરછીનો ટુકડો જુદો પાડીને એ હાડકાં ઉઠાવ્યાં. એ ય બહારવટીયા દામે કુંડ ચાલ્યા ગયા.

૯

ભાદરવા મહિનાની મેઘલી રાતે અમદાવાદના મહેલને ઝરૂખે પાદશાહ અને હરમ જાગતાં બેઠાં છે. નદીમાં પૂર ઘુઘવે છે, આસમાનમાં ગાજવીજ અને કડાકા થાય છે. વિજળીએ એવી

તો ધૂમાધૂમ માંડી છે કે જાણે આકાશની જગ્યા એને ઓછી પડે છે. ધીરે રહીને હુરમ બોલી:

"ઓહોહોહો! કેવી કાળી ઘોર રાત છે?"

પાદશાહે કહ્યું, "આવી રાતે કોણ ઘરની બહાર ભમતું હશે?"

"બીજું તે કોણ ભમતું હોય? બિચારા મારા ભાઈઓ જેને માથે તમ સરખા સુબાનું વેર તોળાઈ રહ્યું છે!"

"કોણ? જેસો વેજો?"

"હા ખાવંદ! તમારા તો બારવટીયા, પણ મારા તો જીભના માનેલા સાચા ભાઈઓ!"

"બેગમ! અટાણે મને એનું શુરાતન સમજાય છે. આવી ભયંકર રાતે શું એ વગડો વીંઝતા હશે? બખોલોમાં સુતા હશે?"

"બીજું શું કરે, ખાવીંદ! તમે એને સુવાનું બીજુ ઠેકાણું ક્યાં રહેવા દીધું છે?"

"હુરમ! અટાણે એ બેય ભાઇ હાજર થાય તો મારી આપું! ગામડાં પાછાં સોંપીને બારવટું પાર પાડું! એવું મન થઇ જાય છે."

"અરેરે! અટાણે એ આંહી ક્યાંથી હોય?"

"સાદ કરો તો?"

"પાદશાની રખેવાળી કરવા, બો'ન !"

"પાદશાની—તમારા શત્રુની રખેવાળી ?"

"હા બો'ન !"

"કેમ ?"

"અમારે માથે આળ ચડે તે બીકે"

"શેનું આળ ?"

"તે દિ બોનને પાદશા કાપડામાં દીધેલો છે કોઈ બીજો દુશ્મન આવીને માથું વાઢે, તો નામ અમારાં લેવાય ! અમે રહ્યા બા'રવટીયા ! અમારી મથરાવટી જ મેલી બો'ન ! અમારા માથે જ કાળી ટીલી આવે ! અમારૂં ખોટું નામ લેવાય એ કેમ સખાય ?"

"વાહ રે મારા વીરાઓ ! રોજ ચોકી કરો છો ?"

"ના બો'ન ! આવી કોઈ ભયંકર રાત હોય તે ટાણે જ."

મામદશાએ કનોકન આ વાતચીત સાંભળી અટારી પરથી કુદી પડીને એ રજપુત-વીરને બેટી લેવાનું દિલ થયું. છાતી ફાટવા લાગી. રાજા બોલ્યા :

"જેસાજી વેજાજી ! સવારે ક્યારીએ આવજો આપણે કસુંબા પીવા છે"

"પાદશા સલામત ! તમારો પરદેશીનો ભરોસો નહિ. રાજમાંથી કોઈને હામી થાવા મોકલજો. કાલે બોરીઆને ગાળે."

એટલું કહીને બહારવટીયા ચાલી નીકળ્યા.*

## ૧૦

### ચાવ્યો ચવાણો નહિ, ભાંગ્યો નો ભંગાય
### મામદના મુખમાંય થીઓ કાંકરો કવટાઉત!

[અન્નના કોળીઆમાં જેમ કાંકરો આવી ગયો હોય, એ જેમ ચવાય કે ભગાય નહિ, અને બહાર જ કાઢવો પડે તેમ કવાટજીનો પુત્ર જેસોજી પણ મામદશા બાદશાહના મુખમાં કાંકરા જેવો થઇ પડ્યો. એના ગરાસનો કોળીઓ બાદશાહના મ્હોમાંથી પાછો નીકળ્યા વિના ઇલાજ નથી ]

આવતી કાલે સવારે બાદશાહની કચારીમાં બહારવટીયાનું બહારવટું પાર પાડવાનો અવસર છે.

આજ પહેલા પોરની રાતે બેય ભાઇઓ વેશ-પાલટો કરીને પગપાળા નગરની વાતો સાંભળવા નીકળ્યા છે. ગઢની અંદરની રાંગે રાંગે ચાલ્યા જાય છે. માણસોનો પગરવ ત્યાં થોડે જ છે.

" જોયું મોટા ભાઇ! શે'રનાં માણસોને શરમ ન મળે!"

" હોય ભાઇ! બાપડું તો બચારી અટાણે જ પોટલીએ જવા નીકળી શકે. અને અબળાની જાત! આ રોણું અહરાણું ગાજે! એમાં કેટલેક આઘે જાય!"

" પણ પુરૂષ ભાળીને ઉભીયું યે ન થાય?"

" ચુપ ચુપ! સાંભળ! આપણી વાતો થાય છે."

બન્ને જણાએ અંધારે ખુણે પીઠ દઇ ઉભા રહીને કાન માંડ્યા. હંસલા મોતી વીણે એમ વેણે વેણ વીણી લીધું.

ગઢની રાંગે, દિશાએ- બેઠેલી વાણીયાણીઓ અરસપરસ આવી વાતો કરતી હતીઃ

"હાશ ! દાદાને પરતાપે કાલ્ય બારવટીયાનું પાર પડી જાશે!"

"હા બાઇ ! ડાકોરને દેવે પાદશાદને મારી મત્ય સુઝાડી. બાર વરસથી રોજ સાંજે દિ' છતાં દુકાનો વાસવી પડતી!"

"પણ પીટયો પાદશાહ દગો કરીને પકડી તો નદિ લ્યે ને?"

"ના રે! આપણું મા'જન બારવટીયાનું જામીન થયું છે ને!

"અરે બાઇ ! માજને ય શું કરે? ધણીનો કોઇ ધણી છે? મા'જન પાસે કયાં ફોજ છે? પાદશા તો પકડીને પૂરી દે બહારવટીયાને."

"પૂર્યાં પૂર્યાં ! અમારા લાલચંદ શા ને પદમશી ઝવેરી જોયા છે? દગો થયા ભેળી તો આખા અમદાવાદમાં હડતાળ પડાવે, હડતાળ. ત્રણ દિ' સુ'ધી હીરા મોતી ને રેશમનાં હાટ ઉઘડે જ નદિ."

"હા, હો ! ઇ ખરૂં. મા'જન હડતાળ પડાવે. ત્રણ દિ સુધી રાજને બફાલુ, તેલ કે લોટ કયાંઇ લાખ રૂપીઆ દેતાં ય મળે નદિ બેગમુને ફુલના હાર ગજરા ય ન મળે ને!"

"તો તો પાદશાહ બાપુ આવીને મા'જન આગળ હાથ જ જોડે હો બે'ન! હડતાળ કાંઇ જેવી તેવી વાત છે?"

વાતો સાંભળીને બહારવટીયા શ્વાસ લઇ ગયા.

"મોટા ભાઇ!" વેજો બોલ્યો, "આ મહાજન આપણા જામીન ! પાદશા દગો કરશે તો આપણા સામી હડતાળ પાડશે ! હાટડાં વાસીને પાછલે બારણેથી વેપાર કરશે ! વાહ હામી ! પણ એમાં નવાઇ નથી. જેની બેન-દીકરીયું આમ બેમરજાદ બનીને પોટલીએ બેસે, એના બાપ બેટાથી બીજું શું બની શકે? હડતાળું પાડશે ! હાલો ભાઇ પાછા ! હેમખેમ બહાર નીકળી જાયેં. આંહી જો ડેકાં ઉડશે તો માજન હડતાળ પાડશે!"

"ભાઈ! બાપ! સચવો રહે. આકળો થા મા. તેગ જો! તેગની ધાર જો! જેવા આવ્યા છીએ તો પૂરું જોઈને પાછા વળીએ."

અંધારાની ઓથે ઓથે બહારવટીઆ આગળ ચાલ્યા. ઘુમનાં, ઘુમનાં, ઘુમનાં એક બીજે હતો આવ્યો. મકાનોનાં બારીબારણાં આઠ ચક સટકતા દીઠા. નગરા નગરીમાં પ્રેત ફરતા હોય તેવી સફેદ બુરખામાં ઢંકાએલી, પગમાં ચટપટ બોલતા સપાટ વાળી કોઇ કોઇ અમીર ઓરત ક્યાંઇક ક્યાંઇક વરતાતી હતી.

"ભાઇ! પાદશાહવાડો લાગે છે."

ત્યાં તો આથેરેક ગઢની રાંગને અંધારે ઝીણો કલબલાટ ઉઠ્યો:

""હાય ખુદા! કોઇ મરદ!"

"હાય હાય! અપના મું દેખેગા!"

"અબ કહાં જાય!

"યે કાંટેમે"

"યે કૂવેમે."

બહારવટીઆ નજીક પહોંચ્યા ન પહોંચ્યા ત્યાં તો કૂવામાં ધબકારા સંભળાયા, અને પાંચ દસ બાઇઓને ઉંધે મોઢે કાંટાના ઝાળામાં પડતી દીઠી.

સડેડાટ પગ ઉપાડતા બે ભાઇ દૂર નીકળી ગયા.

જેસો બોલ્યો "ભાઇ વેજા! આ બીબડીયું ભાગી! એનાં મલાજો ને કુળવાન જોયાં?"

"હા ભાઇ! આના પેટમાં પાદશાઓ જો હાથી થાય, તો દુકાળું ન પાડે, પણ માથાં આપે અસલ પાણીનું લોહી તે આનું નામ મળીને સાદુ વટલેવાની વાત હું નથી કરતો.

"ત્યારે પાદશાહની ફોજમાં પણ અસલ લોહીના પાણો રહે છે ખરા. બધા ય બાંડાઓ નથી લાગતા."

## ૧૧

"શેઠીઆવ! તમારી અમારે માથે મોટી મહેરબાની થઈ. પણ પાદશાને જઈને કે'જો કે માજનના હામીપણા માથે તો અમે નહિ આવીએ."

"હા બાપુ!" અમદાવાદી પાઘડીઓ વાળા શેઠીઆઓ હાથ જોડીને પૂછવા લાગ્યા

"પાદશા દગો કરે તો તમે શુ કરો?"

"અમે શુ શું ન કરીએ? અમે હડતાળ પાડીએ હાટડે હાટડે ખભાતી તાળા દેવરાવીએ, ઘાંચીની ઘાણી ને કુંભારના ચાકડા બંધ કરાવીએ અમે માજન શુ ન કરી શકીએ? શાક પાંદડા બકાલા સડી સડીને ગામને ગંધાવી નાખે, જાણો છો ઠાકોર? ભલેને અમને વેપારમા હજારની ખોટ જાય તો ય શુ? તમારા માથા ઉપરથી ઓળઘોળ કરી નાખીએ દરબાર?"

"હા શેઠીઆવ! તમે તો સમરથ છો પણ હડતાળ પાડયે કાંઈ અમારા ડોકામાથી નવા કોટા થોડા ફુટે છે! લીના માથાં ફરીવાર નથી ઉગતા ભાઈ!"

"ઇ તો સાચુ બાપા! અમે તો બીજુ શુ કરીએ? અમારી પાસે કાંઈ લાવ લશ્કર થોડુ છે?"

"શેઠ! મારી ન શકો, પણ મરી તો જાણો ને?"

"ત્રાગા કરવાનુ કો'છો? અરરર! અમે ત્રાગાળુ વરણ નહિ ઇ તો ભાટ-ચારણના કામ!"

"સારૂ શેઠ! જાન! પાદશાને કે'જો કે અમારા હામી માજન નહિ"

" ત્યારે ? "

" કાં રાણીજાયા, ને કાં ખીખીજાયા ! "

" ખીખીજાયા ! મલેછ તમારા હામી ? માજન નહિ, ને મલેછ ? જેને મોવાળે મોવાળે હિંસા ! અરરર !"

કૂલબલાટ મચી ગયો. મહાજનના શેઠીઆ સામસામા લાંબા હાથ કરીને જાણે પરસ્પર વઢી પડશે એવે ઉગ્ર અવાજે બોલવા લાગ્યા. અરર ! અરરર ! એમ અરેરાટીનો તો પાર જ ન રહ્યો.

મહાજન વીંખાયું. માર્ગે મીચકારા મારીને વાતોં કરતા ગયા:

" હંબ ! થાવા દ્યો. પઠાણુને હામી બનાવીએ. સામ સામા મર કપાઇ મરે. કાં એનું બારવટું પને છે, ને કાં એને પઠાણો કાપે છેઃ બેય રીતે કાસળ જાશે. "

" હંબ ! ઠીક થયું. નીકર ભાઇ, આ તો પાદશાહુંદા મામલા ! સપાઇ ધોંકે મારીને હાટડાં ઉઘડાવે અને આપણે સુંવાળું વરણ. ધોકા ખાય ઇ બીજા ! આપણે કાંઇ કાંટીઆ વરણુ જેવા પલીત થોડા છીએ, ને ધોકા ખમી શકાય ? "

" હંબ ! બલ્લા ટળી ! "

" હંબ ! બળતું ઘર કરો કૃષ્ણાર્પણ ! "

## ૧૨

પાંચસો ઘોડાંનો ઉપરી પઠાણઃ લાલ ચટક મોઢુંઃ મુખમુદ્રા માથી ખાનદાની ટપકતી આવે છેઃ હાવ ભાવ કે હાયજે જાણતો નથીઃ માથા પર સોનેરી પટાની કાળી લુંગી બાંધી છે પાચ જ અસવારે ઝાડીમાં ઉતર્યો. બહારવટીયાની પાસે જઇને જરા ય નમ્યા વિના, વધુઘટુ બોલ્યા વિના, જાણ કરી કે "હમ તુમારા જામીન ! "

ચડાવ્યું મોત રાતે થયું તો રણમલ મકાને એળે માથું નાખી સૂઇ ગયો તે વખતે કાકીને દીકરાનું વેર સાભર્યું કોઇ બહાને વેલજીને બહાર મોકલી પોતે એ પોઢેલા રણમલની હત્યા કરી

રોયુ રણમલીયા, માથે કર મેલે કરે
મરકુ મરવૈયા, તું જોખમતે જેસાઉત

[ હે જેસાના પુત્ર રણમલ ! તુ મરતે આખી સોરઠ શિર પર હાથ મૂકીને રડી ]

વેલજીને આઘાત થઇ ઘણા વિલાપ કર્યાં સ્ત્રીને ટિમર દઇ પોતે વેજળ ગામે દેવા ચાલ્યો ગયો પણ રણમલના મામા મોસાળુ લઇને આવેલા તેઓ પોતાના ભાણેજના ઘાતકનો જાન લેવા ચાલી નીકળ્યા તેઓને પાછા વાળવા પ્રયત્ન કરતો, ઘણું ઘણું મનાવતો, કરગરતો, ક્ષમાવીર જેસોજી પણ સાથે ચાલ્યો વેજળ મેડા પાસે પહોચ્યા ત્યારે જેસાજીએ પોતાના ઝનૂની સગાઓને કહ્યુ કે "ઘડીક થોભો હુ છેલ્લી વાર મારા ભાઇને મળી આવુ "

એટલો સમય માગીને એ વેજળ કોઠે ચાલ્યો જેયુ તો જેસાધાર સામે વેલોજી આડો લઇને એક સૂવરની પાછળ શિકારે નીકળેલ છે દુશ્મન ખપરમા આવતો નથી.

"હાક ભાઇ !" જેસો આડો પગને ઉભો રહ્યો, "તુ ઘણો એને ન મારે એ રણમલનો જીવ હરી અને રણમલ અટાણે તારે ભાગે ચગ બેઠો છે

વેલોજી નીચે ઉતર્યો પોતાના દરમાવત ભાઇને ભેટી પડ્યો

જેસો બોલ્યો "ભાઇ વેલા ! લાખ વાતે પણ તને રણમલના મામાઓ છોડવા નહિ આવે અને તુ મુવા પછી મારે જીવીને શુ કરવુ છે? માટે પરાયે હાથે મ્પાવા અને કમોતે મરવા કરતા બેય જણા આહી જ અરસપરસ મળીને એક જ સાથરે સળાઇ કરીએ જીવ્યા ત્યા સુધી ભાઇઓ જ હતા મોત વખતે પણ માજણ્યા જ રહીએ."

વેલો માથુ નમાવીને બોલ્યો ભલે ભાઇ, પહેલો મને જ મારી નાખીને તમારા હાથ કરો"

"ના વેલા ! એમ નહિ પ્રથમ તુ મને ઘા કર પછી હુ મરતો મરતો પણ તુને મારીશ "

"ના, તમે મારુ માથુ ઉતારો હુ પછી તમને મારીશ"

"ભાઇ વેજા, તારે માથે બે ખતા છે મોટા બાપુની અને રણમલની એટલે તારૂં માથુ વઢાણા પછી તું મને નહિ મારી શકે માટે, પ્રથમ તારો ઘા"

ભોય પર પછેડી પાથરી બન્ને ભાઇ બેઠા કસુંબા લીધા હેત-પ્રીતથી ભેટ્યા પછી વેજાએ જેસાની ગરદન પર ઘા કર્યો ઘા કરીને પોતે માથુ ઝુકાવી બેસી ગયો

જેસાએ એક હાથે પોતાનુ કપાએલ મસ્તક ધંડ ઉપર ટેકાવી રાખ્યું અને બીજે હાથે વેજા ઉપર ઘા કર્યો

બન્ને ભાઇઓ આવી શાંતિથી વેજલ કોઠા પાસે કામ આવ્યા.

બન્નેના ચગના (પાળીયા) જેસાધાર ઉપર રોપાયા. તે પછી જેમાજીના બ્હેન ભાઇની ખાંભી માથે નાળીએર ચડાવવા આવ્યાં જુએ તો બેયના મ્હો ઉગમણા હતા કોની કઇ ખાંભી, એ બ્હેનથી ન વરતાયું.

હાથ જોડીને બ્હેન બોલી "હે વીરા ! હુ તને કેમ ઓળખું ! મારા હેત સાચા હોય તો હુ માગુ છુ કે જેસોજી ઉગમણો જ રહે, અને વેજોજી ગોત્રહત્યારો હોવાથી આથમણે મોઢે થઇ જાય !"

, બ્હેનની વાણી સાભળીને બેમાથી એક ખાંભી આથમણી ફરી ગઇ હતી, એમ કહેવાય છે

# નરોતમદાસ ભાઉ
# ઝવેરી




લગ્નસરા તથા શુભ અવસરને માટે તદ્દ
ાના ચાંદી તથા ઝવેરાતના દાગીના ખરી
નું અને જાણીતું મથક.




ઘણો લાંબો વખત ચાલતી **વીન્ડસન** બેટરી નં. ૫૫૫ વાપરો કે જેને માટે સંખ્યાબંધ માણસોએ વાપરી સંતોષ જાહેર કર્યો છે,

દરેક ઠેકાણે આબરૂદાર વેપારી પાસેથી મળી શકશે.

કીંમત ૦—૬—૦



પાટલુન, કોટ, તેમજ વાસ્કુટના ખીસ્સામાં સહેલાઇથી રહી શકે તેવા સારા લાઇટના વીન્ડસન ટયુબ લેમ્પ નં. ૨૩૧ વાપરો કીંમત રૂ. ૧ા, ૧ાા, ૨) કમ્પલીટ પોસ્ટેજ રૂા, ૦—૬—૦.

આજ કાલ ઘણા લોકો બીન અનુભવી માણસો પાસેથી વધારે કિંમત આપી હલકા ચસ્મા લઇ આંખો ખરાબ કરી પસ્તાયા છે તેથી ઘણાખરા ગામના અમારા કદરદાન ગ્રાહકોના આગ્રહને માન આપીને ઓછી કિંમતે સારામાં સારી કવોલીટીના ચસ્મા આપવાને અમે નિશ્ચય કર્યો છે માટે તમારે અગર તમારા ગામમાં કોઇ પણ માણસને કોઇ પણ જાતની આંખના દરદની ફરીયાદ હોય તેમણે તે દરદની વિગત અને પુરા શીરનામા સાથે અમને ફક્ત એક પોસ્ટ કાર્ડ લખવાથી જરૂર જણાશે તો આંખના ખાસ અનુભવી માણસ અમારા ખરચે તમારે ત્યાં આવીને આંખનો નંબર સાયન્ટીફીક રીતે મફત કાઢી યોગ્ય ચસ્મા એકદમ ઓછી કીંમતે આપશે અગર ચસ્માની જરૂર નહિ હોય તો યોગ્ય સલાહ આપશે.

આંખના ગમે તેવા દરદો ઉપર ચમત્કારીક રીતે અસર કરતી—**વીન્ડસન આઇ ડ્રોપ્સ નં. ૪૪૪** ની એક શીશી આજેજ મંગાવી ખાત્રી કરો. કીં. શીશી ૧ ના રૂ. ૨) પોસ્ટેજ ૦—૬—૦

લખોઃ—

## દોશી બ્રધર્સ

પાડા પોળના નાકે ઝીકીરોડ. **અમદાવાદ.**